# સતી સવિતા નૉવેલ.

ભક્તિરસથી ભરપુર.

---

રચનાર મુળશંકર પરશુરામ

છપાવી પ્રસિદ્ધ કર્તા.

વી. કે. શાહની કંપની.

---

મુલ્ય ફક્ત બાર આના.










ૐ

શ્રીહરી

# સતી સવિતા



# નૉવેલ.



ભક્તીરસથી ભરપુર.


રચનાર.

રા. મુળશંકર પ્રભુરામ હરિભક્ત

મુ. ઉનાવા. તા. સિદ્ધપુર.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

વી. કે. શાહની કંપની.

પીરમશારોડ—અમદાવાદ

સંવત ૧૯૬૩ સને ૧૯૦૬

કિંમત ૦—૧૨—૦

શ્રી હરી

# પ્રસ્તાવના

પ્રિય વાચકો ? આ જગતમાં સદ્ગુણી સ્ત્રીયો નાં ચરિત્રનો પ્રસ્તાર જોઇએ તેવી ઇબારતમાં આગળનાં પંડિતોએ લખવામાં કાંઇ બાકી રાખી નથી. ત્યારે આધૂનીક પંડિતોએ સ્ત્રી જાતીનાં શૂર, પરાક્રમ,નું વરણન સંપુર્ણ રીતે કરેલુ છે. તેમાં ઝાંસીની રાંણી લક્ષ્મીબાઇએ એક ચંડીપાઠ માંની દેવીની માફક પોતાનુ સુરાતન કરી બતાવ્યું છે અને તેની સાથે તેમનુ અદ્‌ભુત પતીવૃત પણ દી પાવ્યું છે પ્રાચીન સમયમાં સ્ત્રીઓનું જેવું શુરત્વ હતું તેવું તેમનું પતીવૃતપણું અને પ્રભૂ ભક્તીનો કંઇ પારજ નહોતો જ્યારે તેવો સમય હતો ત્યારે અર્વાચીન સમયમાં સ્ત્રીઓનો ભક્તિ ભાવ કંઇ ઓછો ન હતો ભક્તીરસમાં લીન થયેલાં મીરાંબાઈ ઉપર તેમના પતીએ સતસંગ તથા ભક્તી ન કરવા દેવા માટે ન છાજે તેવાં વિઘ્ન નાંખવામાં કંઇ ક ચાસ રાખી ન હતી તો પણ મીરાંબાઇની અડગ પ્રેમભક્તિને લીધે શ્રી હરીએ તેમનું દરેક વિઘ્ન નિવાણુ કરી દીધુ હતું.

હવે વર્ત્તમાન સમયની "સતી સવીતા" ને પ્રભૂ ભક્તી કરતાં તેના પતીએ ત્યાગ કર્યો અને પોતે અધમ કૃત્યોને આધીન થયો પરંતુ કેળવાય

લી સદ્ગુણી સવીતાએ પોતાની હુંસીઆરીથી પોતાના પતીને દુર્ગુણી જાળમાંથી બચાવા સદ્બોધ આપી સુધારવાની પ્રેરણા કરી સુધાર્યો અને ભક્તી માં જોડયો એ બનાવ જાણવા યોગ્ય છે તેમાં કૃપાળું શ્રીહરીની સ્હાય થાય તો પછી વૃત્તાંત દર્શાવવા અડચણ પડે નહીં પ્રીય વાચકો સવીતાને પ્રભુ ભક્તી જેટલી પ્રીય હતી તેટલી હવેની સ્ત્રીઓમાં થાય તો તેથી સંસાર સુખરૂપ નીવડે એ સ્વાભાવીક છે માટે સવીતાની સાચી ભક્તી દર્શાવી શકાય એવી મારી ઇચ્છા શ્રી હરી સંપુર્ણ કરો

તથાસ્તુ.

કર્તા. રા. મુળશંકર પ્રભુરામ.

હરીભક્ત.



શ્રી હરી.

# સતીસવિતા

## નૉવેલ.

—:—:०:—:—

### પ્રકરણ પહેલું.

સત્યમેવ જયતે.

---

નિજ નામ અમર જગમાં કીધું જેણે નિશદીન હરિનેજ ભજ્યા
નિજ નામ અમર જગમાં કીધું સદ્‌ગુણ રૂપી શણગાર સજ્યા
નિજ નામ અમર જગમાં કીધું જેણે દુષ્કૃત તનથીજ તજ્યાં
નિજ નામ અમર જગમાં કીધું પ્રભુ ભક્તિ કરી ગુણમાં ગરજ્યાં

પ્રભુ ભક્તિ ખરૂં સુખ સાધન છે
આ કષ્ટમયી કળિયુગ મહી
મુખ રામ રટે નિશદિન મનથી
તરશે જન તે ભવ પાર સહી!
સત્કર્મ શિયળ હરી ભક્તી થકી
બહુ નાર બની શુભ નામ ગ્રહી
સ્વર્ગે ગરશે જન જાણ નકી
હૃદયે શુધ શ્રી હરિ સ્મરણું ચહી.

## દોહરો.

જાપ જપે જગદીશના, નર નારી ધરિ હામ;
રીઝે રામ રઘુપતી ભક્ત તણા ગુણ ધામ.

શીયાવર રામચંદ્રકી જય.



સજનો સાંજના ૭ વાગવા આવ્યા હતા. સુર્યનારાયણ પશ્ચિમ તરફ પલાયમાન થઇ અસ્ત થવાની તૈયારીમાં હતા જાણે આ સ્રષ્ટીમાંથી જતાં ન ગોઠતું હોય તેમ વીવર્ણ બની રાતા પીળા થઇ જતા હતા એક બાજુ ચંદ્રમા પણ સુર્યનારાયણના જવાથી આનંદ પામતા હોય તેમ થોડા થોડા તેજસ્વી થવા ઇચ્છા કરતા હતા, પક્ષીઓ સાંજ પડી જવાથી પોતાના બચ્ચાંઓને માટે ખોરાક લઇ પોતાના માળા તરફ આવતાં હતાં. ધણીઆતાં પશુઓ પોતાના માલીકની સાથે આનંદથી પાછાં ફરતાં હતાં ખેડુઓ બળદ વગેરેને લઇ ગ્રામ્ય ગીતો ગાતા આનંદી તેમજ શોક રહીત મુદ્રાએ ગામ ભણી આવતા હતા, ઉપયોગી જાનવરો આખા દિવસના થયેલા શ્રમથી ડોલતાં ડોલતાં પોતાના ધણીને આનંદી કરવા ઇચ્છા કરતાં હોય તેમ ધીમે ધીમે ચાલતાં હતાં. ગામના પાદરમાં કુદરતે લીલી વનસ્પતીના ઉત્તમ ગાલીચા પાથરી મૂકેલા હતા. તેમાં ન ધણિઆતાં પશુઓ આનંદ કરતાં હતાં, હવે ચંદ્રમા પુરા પ્રકાશમાન થયા. નભ મંડળમાં તારાઓ ચકચકીત થયા. અને રાત્રીને શોભાવવા ઇચ્છા કરવા લાગ્યા. આકાશ વાદળાંઓથી વિરક્ત હતું આ ગામનું નામ કાન્તીપૂર હતું કાન્તીપુર નાનું પણ સુંદર હતું અને તે ધનાઢ્ય લોકોથી દીપતું હતું,

કાન્તીપુર ચોમેર ત્રીસ ફુટ ઊંચો કિલ્લો બાંધી લીધેલો હતો કીલ્લાને ચાર દરવાજા હતા તેમાં પહેલાનું નામ સ્વર્ગગામી બીજાનું નામ મોક્ષગામી ત્રીજાનું નામ ચંદ્ર અને ચોથાનું નામ સૂર્ય આ નામ સાંભળી વાચકોને આનંદ થશે કારણ કે "યથા નામા તથા ગુણા" એ કહેવત પ્રમાણે કાન્તીપુર ખરેજ સ્વર્ગ ગામીજ હતું ત્યાં વસનારા સઘળા વૈષ્ણવોજ હતા આ સ્થળે કોઇ પણ જાતનો અધર્મ ચોરી વ્યભિચાર વગરે દીઠામાં આવતાં નહતાં. સઘળા પુરવાસી "રામ રાજ્યની" પેઠે આનંદમાંજ દિવસ નિર્ગમન કરતા એકંદરે નગ્રની પ્રજા ઘણીજ સુખી હતી કાન્તીપુર નાનું હતું તો પણ તેને કાન્તીનગ્ર કહીયે તો કહી શકાય તેમ હતું કારણ કે તેમાં વસનારા નગ્રવાસી સદ્દગૂણી, ભક્ત અને ધર્મ યુસ્ત હતા. લક્ષ્મીના પ્રમાણમાં પણ ચઢીઆતા હતા, આ કાન્તીપુરવિલાસ નગ્રના તાબાનું હતું હાલમાં રાજ્યના માલીક ન્યાયસીંહજી હતા તેમના તાબામાં વિલાસ નગ્ર, પ્રાણપુર, કાન્તીપુર, ચંદ્રનગ્ર વગેરે ગામો હતાં, આ ગામોના દિવાન તરીકે ગણાતા ચંદ્રશંકર નામના ઔદીચ્ય બ્રાહ્મણ હતા તેઓ વૈષ્ણવ ધર્માનુયાયી કૃષ્ણપરમાત્માના પ્રેમી ભક્ત હતા. ન્યાયસીંહજી પણ વૈષ્ણવ હતા જેથી પોતાના રાજ્યમાં સ્થળે સ્થળે ઠાકોરજીનાં મંદીરો બંધાવ્યાં હતાં. અને મંદીરોમાં રહેનારા પુજારિયો માટે જમીન વગેરે આપવામાં આવી હતી સ્થળે સ્થળે સદાવ્રત અનાથાશ્રમ નવાણો વગેરે બંધાવ્યાં હતાં ચંદ્રશંકર આશરે દશેક વર્ષથીજ કાન્તીપુરમાં રહેવા આવ્યા હતા તેમના ઉપર ન્યાયસીંહજીની પ્રીતી પુષ્કળ હતી. તેથી ચંદ્રશંકર કાર્ય-

બારી તરીકે ગણાઇ આનંદમાં વસતા હતા તેઓને ધર્મીષ્ટ ન્યાયસીંહજીએ સુંદર બંગલો બંધાવી આપ્યો હતો બંગલાની રચના જુની રીતની હતી. બાજુમાં સુંદરિયોને ગાવાનો ઉત્તમ ચોક બાંધેલો હતો તેમાં સદગુણી બાળાઓ પ્રભૂ કિર્તન ગાવા આવવા લાગી તેઓનાં નામ લક્ષમીગૌરી તથા હીરામણી વગેરે હતાં.

**લક્ષ્મીગૌરી**—બેન હીરામણી આવોને આપણે આનંદથી પરમ કૃપાળૂ કૃષ્ણ પરમાત્મનાં ગીતો ગાઇએ.

**હીરામણી**—વાહ બેન એનાથી ઉત્તમ આ કળિયુગમાં બીજું શું સત્કર્મ છે બીજું શું સાધન છે પ્રભૂ કિર્તન ગાવાં એનાથી શ્રેયકર બીજી શું વસ્તૂ છે. મ્હારા હૃદયમાં પણ આ શુભ પ્રસંગે એવીજ આકાંક્ષા થતી હતી તેટલામાં તમોએ તેવીજ વૃતી પ્રદર્શીત કરી તે ઘણુંજ સારૂ થયું હમેશાં હ્રદયમાં જે વાત રમળ કરી હોય તેજ વાર્તા મુખમાંથી દર્શાવી શકાય છે લક્ષ્મી બેન પ્રભૂ ભક્તીથી શ્રેષ્ટ સ્વર્ગનું સાધન આ દુનિયાંમાં બીજું શું છે કંઇજ નથી.

**લક્ષ્મીગૌરી**--બેન મારા મનમાં અહરનીશ સદ્દગુણી સવીતા બેનનાંજ રહસ્યમય વાક્યો રમી રહ્યાં છે અહા શું ઉત્તમ દુહો છે આટલેથીંજ સવીતા બેનની હ્રદયની ખરી ભક્તી દર્શાઇ આવે છે તેમની હ્રદયની ઉર્મીના ભક્તી રસમય શબ્દો સાંભળો.

### દુહો.

રઘુનંદન રઘુવીર જય રામ રામ સીય શ્યામ
કૌશલ્યા સુત રઘુપતી દશરથ તનુભવ રામ

જપી લઉ જાપ રામ મય રામ

આ અમુલ્ય રસમય શબ્દો એ મારા હૃદયમાં સં પુર્ણ આનંદ વર્તાવી દીધો છે જ્યારથી બેનના મુખ કમળમાંથી "રામ મય રામ" શબ્દો સાંભળ્યા છે ત્યાંરથી મારૂ ચિત્ત તેમાજ પ્રેરાયલું છે અહાહાહા ભ કત બેનનાં શું વાકય છે આ વાક્યો ગમે તેવા અજ્ઞા નને પણ આનંદ આપે એવાં છે. કેમ નહીં વારૂ

**હીરામણી**—હા બેન કેમ આનંદ ન થાય રામ શબ્દ સ ર્વે પ્રાણીનો ઉદ્ધાર કરનાર મહામંત્ર છે તેને જપનાર પ્રાણી સર્વે સંકટથી મુક્ત થઇ પરમ કૃપાળુ પીતાના ચર્ણાર્વિંદને પ્રાપ્ત થાય છે. બેન જ્યારથી સવીતા બેન શ્રી હરી ભક્તીમાં જોડાયાં છે ત્યારથી તેમના મુખમાં થી શ્રી હરી સિવાયનો એક પણ અયોગ્ય શબ્દ સાં ભળવામાં આવ્યો નથી વાહ વાહ એમણે પણ આ ક્ષણીક જગતમાં ઉત્તમ મનુષ્યા દેહનું સાર્થક કીધું લ ક્ષ્મી બેન જુવો તો તારામણી બેન આવ્યાં

**તારામણી**—કેમ બેન શું વિચારમાં છો

**લક્ષ્મીગૌરી**—બેન હરી સ્મરણનાજ વિચારો. એ સિવાય બીજુ શું શ્રેયકર છે તમો પણ યોગ્ય વખતેજ આ વી પહોચ્યાં સારૂ થયું બોલો શ્રી રામચંદ્રકી જય સવીતા બ્હેન પણ આવ્યાં.

**લક્ષ્મીગૌરી**
**તારામણી**
**હીરામણી** | **બધાંસાથે**—સીતાપતી સ્મર્ણ

**સવીતા**—જય જય રામ.

**બધાં સાથે**—અવધપતી રામચંદ્રકી જય.

આ શબ્દોના ધ્વનીથી બંગલો પણ ગાજી રહ્યો. રામ નામના જય ધ્વનીથી આનંદજ આનંદ છવાઇ રહ્યો આજની નિર્મળ ચાંદનીની રાત્રી સદગુણી માણસને સંપુર્ણ ખુશી કરતી હતી. કારણ કે આજનો દીવસ આશ્વીન સુદ પુર્ણિમાનો હતો જેથી ચંદ્રનું તેજ પણ ઘણુંજ પ્રીયકર લાગતું હતું.

અહા અહાવી નિર્મળ ચાંદનીની રાત્રી નિર્ખી કોને હર્ષ ન થાય થાયજ પશુ પક્ષી મનુષ્ય વગેરે સર્વ પ્રાણીને આજની રાત્રી આનંદમય લાગતી હતી, અને અધમ અધો ગતી પામેલા મનુષ્ય છતાં ન ગણવા યોગ્ય તેઓને નિર્મળ ચંદ્રમય ચાંદની રાત્રીનો પ્રકાશ દુઃસહ લાગતો હતો લાગેજ હમેશાં પુણ્યવાન પુરૂષોનાં જગત દીપક રૂપ કૃત્યો જોઇ પતંગરૂપ પાપીઓ બુઝાવી નાંખવા પ્રયત્ન કરે છે પરંતુ જગત દીપક રૂપ કૃત્યના અધિષ્ટાતા ભકતો પતંગ રૂપ પાપીઓના દ્વેશથી ન બુઝાતાં પાપીઓજ તેમાં પડી બળી મરે છે તેમજ અધર્મી ચોર લંપટ વગેરે દુષ્કૃત મયી જનો ચંદ્રરૂપી સજ્જનને જોઇ અંધકારરૂપી દુરજનો ડરે તેમ નિર્મળ રાત્રીને જોઇ ડરતા હતા કેવી રીતે કે સત કર્મરૂપી વરસાદને જોઇ અધર્મ રૂપી જવાસા ન વધતાં સુકાઇ જાય તેમાં વરસાદનો દોષ લેખાય ખરો! ના ના તેમાં વરસાદને શું વરસાદ જે આખી દુનીઆંનો ભલુ ઇચ્છનાર તે શું એક નજીવા જવાસા ઉપર ક્રોધ કરી બાળી નાંખે ખરો ના ના તેને દરેક પશુ પક્ષી મનુષ્ય ઝાડ ફળ ફુલ વગેરે બધાં સરખેજ છે પરંતુ દુરજનરૂપી જવાસો સજ્જનરૂપી વરસાદના જળને જોઇ દ્વેશથીજ બળી મરે છે.

તેમાં વરસાદનો વાંક બીલકુલ ગણાતો નથી તેમ છતાં દુ
ર્જન રૂપી જવાસો સજ્જન રૂપ વરસાદપર દ્વેષ કરે તેથી
વરસાદ ડરીને વરસે નહીં એમ પણ બને ખરૂ તેમજ નિ
ર્મળ ચાંદનીની રાત્રી અધર્મી કામી જનોને ખોટી લાગે પણ
તેથી પુર્ણીમાની ચાંદની રાત્રી અંધકારમય પણ થાય ખરી
ના ના તેમ કદી બને નહીં તેથી તેમાં રાત્રીનો દોષ પણ
લેખાય ખરો અરે નહીંજ તેમાં રાત્રીને શું તેતો સર્વે સા
ધું અસાધુને સરખો પ્રકાશ આપે છે તેના ઉત્તમ પ્રકાશથી
સવીતાની સખીઓ સવીતાની રાહ જોતી ચોકમાં ઉભી હ
તી. સવીતા જ્ઞાનપુરના વૈદ્યરાજ ( હાલ ન્યાયસીંહ ઠાકોર
સાહેબના કાર્યભારી ) ચંદ્રશંકરને ત્યાં જન્મી હતી તે અહીં
કાન્તીપુરમાં થોડાક વર્ષથી રહેવા આવેલા હતા. તેમને પેટે
આ કુળ ઉદ્ધારક પુત્રીનો જન્મ થયો હતો સવીતાની વય
હાલ જો કે સોળ વરસની હતી છતાં તેના ગૂણો સદ્દગુણી
વૃદ્ધ સ્ત્રીઓને મળતા હતા તેની સુંદરતા સતીયોને છાજે તે
વી હતી તે બાહ્ય ભભકાને જૂઠો માનતી હતી પોતાના શ
રીર ઉપર યોગ્ય અલંકાર સિવાય વધુ શોભાને ચાહતી ન
હતી. તેનામાં ભક્તી ગુણ પ્રધાન્ય હતો તે જ્યારથી સમ
જણી થઇ ત્યારથી પ્રભૂ ભજનમાંજ પ્રેમ રાખતી અને જ્યાં
એવાં ભજનો ગવાતાં ત્યાં તે આનંદથી સાંભળતી એવી
સ્વાભાવીક ટેવથીજ તે ગુણનુ વૃક્ષ દીવસે દીવસે વૃદ્ધિ પા
મી સજ્જડ મુળોથી સદ્દગુણ સાથે જોડાયું અને સુનીતી
રૂપી જળનું પ્રાશન કરી ઉત્તરોત્તર સબળ થઇ ફૂળો આવ
વા લાગ્યાં તે ફળો સદ્દગુણી સવીતા ભક્ષણ કરવા ભાગ્ય
શાળી થઇ સવીતા શરીરે ગૌર તથા સેહેજ ઉંચી તથા

પાતળી હતી અને પોશાક કાઠીઆવાડી પહેરતી પણ તે સાદાઇમાંજ શ્રેય સમજતી તે જન્મથીજ પોતાનાં માત પીતાને આનંદી લાગતી તેને અયોગ્ય ગીતો જેવાં કે ફટાણાં વગેરે ગાવાં બીલકુલ પસંદ નહોતાં તે જ્યારે દશ વર્ષની હતી ત્યારે તેના માબાપે ઓધક દ્રષ્ટાંતો દીધાં હતાં તેમાંનું એક નીચે પ્રમાણે હતું (સવિતાને તેના પિતાશ્રીએ દીધેલું દષ્ટાંત ) ફટાણાં ગાવાં એ મહાપાપ છે. ફટાણાથી નિર્મળવૃતિનો નાશ થઇ દુર્ગુણી વૃતીઓ આવવા પામે છે. એક સમયે એક સદ્ગુણી સ્ત્રી વિવાહ સમયમાં ગાવા ગઇ હતી. રૂઢી પ્રમાણે શાસ્ત્ર યુક્ત ગાણાં ગવામાં ત્યાં સુધી સઘળે આનંદ વરતાઇ રહ્યો. પરંતુ થોડી વાર પછી અપશબ્દ રૂપી તુચ્છ ફટાણાં ( એટલે અયોગ્ય શબ્દો ) મય ગીતો ગવાવા લાગ્યા આ પ્રસંગે પોતે ત્યાંથી ચાલી નીકળી ફટાણા ગાનારી સ્ત્રીઓએ તેને પકડી અને વચે રાખી ગાવું શરૂ કર્યું શું કરે બિચારી શાન્ત થઇ સાંભળ્યા કીધું ઉપાય વગરની અબળા અજ્ઞાની સ્ત્રીઓની અહાવી વર્તણુકથી કંટાળી ગઇ અજ્ઞાની સ્ત્રીઓ અપશબ્દો બોલી જ્યારે મુખને અપવીત્ર કરી રહી ત્યારે તેને છોડી દીધી. પછીથી કોઇ દિવસ સદ્ગૂણી સ્ત્રીએ એવી સ્ત્રીઓની સોબત ન કરતાં બધો વખત પ્રભૂ ભક્તિમાંજ ગાળ્યો અને પેલી અજ્ઞાની અપશબ્દો ગાનારી સ્ત્રીઓના પતીઓએ તેઓનો ત્યાગ કર્યો કારણ કે તેઓ પણ સોબતથીજ શીખી હતી હાલમાં સ્ત્રીઓ પોતાના ભાઇ બાપ મા પતી ગમે તેને સાંભળતાં ફટાણાં ગાય છે પણ તેમાં આખરે ખોટુંજ પરિણામ આવે છે. આ દ્રષ્ટાંતથી સવી-

નાને તેના પિતાએ વાકેફ કરી હતી જેથી સવીતા એવા પ્રસંગે તેમાં ભાગ લેતી ન હતી તેને તો માત્ર પ્રભુ ભક્તીજ પ્રીય હતી તેનું લગન શીતળપુરના વિપ્ર પ્રભાકરના પુત્ર મનહરલાલની જોડે થયું હતું. મનહરલાલની વય હાલ વીસ વરસની હતી પણ તેનામાં નાના છોકરાના ગુણો કહીએ તોપણ ચાલે તેવા ગુણો હતા કારણ કે તે ઘણોજ છકરંગો યુવાન હતો સવીતા પોતાના સાસરે બે ત્રણ વખત ગઇ હતી પણ તેના પતી તરફથી તેને બીલકુલ સુખ આપવામાં આવતું નહોતુ તોપણ સદ્‌ગુણી સવીતા સંતોષ માની પોતાના પતીની સેવા બજાવા ચુકી નહીં તે આકી પોતાના પિતાને ત્યાં થોડાક દીવસથી હતી.

લક્ષ્મીગૌરી—બેન એક નાનકડું પ્રભુ ગીત ગાઓ કારણ કે રાત્રીના બાર વાગવા આવ્યા છે.

આ બધાંને ભેગું થવાનું કારણ સવીતાના પિતા ચંદ્રશંકરને ત્યાં આજે પ્રભુકિર્તન થયું હતું તેનો જમણવાર હતો તેમાં સવીતાના પતી વગેરેને પણ નોતરૂ હતું તેથી તે પણ આવેલ હતા સદ્‌ગુણી સવીતા પોતાના પતીને જોઇ સદા આનંદમાં રહેતી, સદ્‌ગુણી સ્ત્રીઓ હમેશાં પોતાનો ગમે તેવો પતી હોય તોપણ તેની સેવા કરી સંતોષ માને છે પણ કુમાર્ગે જવા ઇચ્છા કરતી નથી. તેમ સવીતા પણ પોતાના પતીને જોઇ અત્યંત હર્ષ પામતી સવીતાનો પતી મનહરલાલ પોતાના સાસરાના બંગલામાં વર્તમાન પત્ર વાંચતો હતો. તે માત્ર ઉપર ઉપરનુંજ બાકી તેનું મન બીજા વિચારોમાં હોય તેમ જણાતું હતું.

આ સમયે ધર્મીષ્ટ બંગલો તેને જતો રહેવા વીનવતો

હતો કારણ તેના વિચારો સંપટ હતા આ બંગલો ઉત્તમ કારીગરોના હાથથી બનેલો હતો તેમ તેની રચના પણ ઘણી સુંદર હતી સ્થળે સ્થળે કોતરણી સુંદર કરેલી હતી અંદરનો અર્ધ ભાગ આરસ પથરથી પાથરી લાધેલો હતો. આ દેવાના ગોળાકાર સ્થંભો કરેલી નકસીરી ઘણુ સોભતા હતા સ્થળે સ્થળે સુંદર દેશી ગાલીચા પાથરી મુકેલા હતા ત્યાં આગળ મખમલની ગાદીઓ બિછાવી હતી આશરે વીસેક તકીયા રૂ થી ભરી લીધેલા રેશમી ઓછાડથી ઓછાડેલા હતા. અહા કપાસનો છોડ કેટલો પરમાર્થી તે પોને કેટલો પરસ્કીત કરનારો છે આ જોઈ એવો કોણ પાપી હોય કે પોતાનો દેહ પરમાર્થમાં ન વાપરે એવો કોણ પાપી હોય કે પોતે કપાસ જેવા ઉત્તમ ગુણો ન સ્હાય. વળી બંગલામાં પેસતાં સામે અતી અનુપમ કૃષ્ણ પરમાત્મા રામચંદ્રજી ભરતજી લક્ષમણ શતરૂઘન અને સીતાજીનાં પવીત્ર ચિત્રોનાં દર્શન અંદર પેસનાર સર્વે જનોને થતાં હતાં એક ભાગમાં ભીંતમાં એક સુંદર કારીગર વાળું રંગીત કારવાળું હાટડું એવુ તો મેળવી લીધું હતું કે અજાણ્યા માણસને તે એક દમ દેખાય તેવું નહોતું. આ હાટડું જ્યારે ખેચવામાં આવતું ત્યારે તેમાંથી રામચંદ્રજીકી જય આ શબ્દો નીકળતાં (સંભળાતા) ની સાથે નીચેની લીટીઓ સંભળાતી હતી.

અડગ ભક્તી જે જન સ્હાશે
શ્રી હરિ કરશે સ્હાયે સ્હાયે સ્હાયે
નિશ્ચે સ્હાયે

પછી એકદમ ઘંટ વાગતો અને નાદ નૃત્યનું સંગીત ગવાતુ એકની એક લીટી ચાર વખત ગવાતી.

" જપુ જાપ કૃપાનિધી કૃષ્ણ તણા " ૪

આ સાંભળતાં દરેક જ્ઞાની યા અજ્ઞાની માણસ સર્વે
ને આનંદ થયા વિના રહે નહીં હાટકું પુરેપુરૂં ઉઘડતાં
અંદરથી પ્રાચીન ગ્રંથો જેવાં કે ભાગવત ધર્મસીંધુ નિર્ણય
સીંધુ તથા આરોગ્ય વિદ્યાનાં આયુર્વેદ સંબંધી પણ કેટ-
લાંએક મહાન રૂષીઓનાં લખેલાં પુસ્તકો પડેલાં દેખાતાં
હતાં બાજુના એક ભાગમાં વૈદકાલય ( ઓસધાલય ) હતું
ત્યાં આગળ ધર્માદા દવા આપવામાં આવતી હતી ત્યાં
અર્વાચીન ફરનીચરો વીગેરે વિલાયતી કોઇ પણ ચીજ
જોવામાં આવતી ન હતી જ્યાં જોઇએ ત્યાં રંગબેરંગી
દેવતાઓનાંજ ચિત્રો જોવામાં આવતાં હતાં બારણામાં પે-
સતાંજ એક ચોરસ આરસ પથરમાં સોનેરી અક્ષરોમાં
" સત્યમેવ જયતે " શબ્દો લખેલા હતા.

અહો શું પ્રીય શબ્દો લખેલા છે અહા સત્યનોજ જય
આ શબ્દો શું અસત્ય વાદીના હૃદયને ભેદી નાંખે તેવા
નથી આ શબ્દો શું અસત્ય વાદીજનોને શીક્ષા દે તેવા
નથી આ શબ્દો શું અસત્યનો ત્યાગ કરાવે તેવા નથી ?
આ શબ્દો શું ! દુર્ગુણને હઠાવે તેવા નથી ? આ શબ્દો
શું સદ્‌ગુણમાં વસાવે તેવા નથી ? સદ્‌ગુણમાં વસાવનાર
દુષ્કૃતથી ખસાવનાર સુકૃતમાં ધરાવનાર આનંદમાં હસાવ-
નાર પાપીને ફસાવનાર દોષને નસાવનાર સુનીતીમાં પ્રસા-
વનાર સુવિચારો ઠસાવનાર " સત્યમેવ જયતે " શબ્દો છે
એ ઉત્તમ શબ્દોને અનુસરી જે નર ચાલે તે આત્માનંદ-
માં સ્થીતી કરી. કૃપાળુ પરમાત્માનો પ્રેમી ભક્ત ગણાય
છે, અહા આ પ્રીય શબ્દો અહા આ મોહક શબ્દો અહા

આ નિશ્ચયી શબ્દો લખનાર ( કોતરનાર ) કારીગર પણ વૈષ્ણવ હશે અહા શું તેઓ આ લખવા પ્રમાણે વર્તનારા હશે શું તેઓ નીતીના ચાહી હશે. હા હા કેમ નહીં તેમ ન હોય તો તેઓના હસ્તથી અહાવા ઉત્તમ શબ્દો શી રીતે લખી શકાય ખરેખર જેના હ્રદય સમુદ્રમાં ભક્તી રૂપી વહાણમાં બેસી સત્ય રૂપી સ્નેહી મુસાફરી કરી રહ્યો હોય જેના હ્રદય સમુદ્રમાં પુન્યરૂપી તારક હુડીયું લઇ ફેરી કરતો હોય જેના હ્રદય સમુદ્રમાં પ્રભૂ પ્રીતી રૂપ નૌકાપતી પાર ઉતારવા ઇચ્છા કરી રહ્યો હોય જેના હ્રદય સમુદ્રમાં સત્યજ નિશ્ચયપણે સ્થીર ઊભું હોય જેના હ્રદય સમુદ્રમાં સત્ય રૂપી નૌકાને અધર્મ રૂપી કલ્પનાનો પવન પણ વાવા ન પામ્યો હોય તેજ આ દુનિયાંમાં પુરો ભાગ્યશાળી પુરો પુન્યવાન તેમજ પુરો પ્રભુ ભક્ત ગણાય છે. તે પ્રમાણે સત્યમેવ જયતે શબ્દો કોઇ ભક્ત કારીગરનાજ હશે એમાં નવાઈ નહિં બંગલાની આગળ ચોક હતો તેમાં સુંદર સુગંધી પુસ્પવાળાં છોડવાઓનાં કુંડા ગોઠવી મુકેલાં હતાં તેમાંની ઉતમ વાસ વહન થતા સમીરની લહેરથી બેસનારા સ્ત્રી પુરૂષોને આનંદ આપતી હતી.

સવીતાએ કહ્યું બેન તારામણી, બોલો ત્યારે એક નાનું પ્રભુનું ગીત.

વાહ બેન શું મશ્કરી કરો છો પ્રભુભક્તીના ગીત અમારા પાપીના મુખમાંથી ક્યાંથી નીકળે. તેનાં અગ્રેસર તમે છો માટે બેન તમેજ બોલો એટલે અમે બધાં પાછળથી ગાઇશું તારામણીએ કહ્યું બોલો શ્રી ગોવરધન નાથકી જય

સવીતા કહે બેનો શીયળ સાચવી પ્રભૂ ભક્તી કરવી

ને વીષેનું નાનું ગીત સાંભળો તમો પાછળથી બોલજો

**રાગ—વ્હાલા કુંવરશ્રી પોઢશેરે—એ રાહ.**

શાણી સખી શીયળ સાચવીરે પ્રભૂ ભક્તી કરો
એથી રીઝે શ્રી મુરારી, સુનીતી સત્યપીરે—પ્રભૂ

**સાખી.**

જેણે શીયળ નવ સાચવ્યું જેણે કીધ કુસંગ
જેણે પ્રભુ પૂજ્યા નહીં ધારી ઉર ઉમંગ
ધિક જીવીત નરનારનુંરે જેઓ પાપી થયાં
ભૂલ્યાં સદા જયકારી જે નામ કરતારનુંરે
તેઓ નરકે ગયાં... ... ... ...શાણી.

**સાખી.**

સત સંગે હરી નામનું સેવન નિશ્ચે થાય
સજ્જન સમજી હૃદયમાં ભક્તીમાં જોડાય
માટે સખી સત્ય પ્રેમથીરે. પ્રભૂ ભક્તી કરો
સ્હાય થશે ભવતારી સાહેલિ નિત્ય નેમથીરે
હરી ભક્તી કરો... ... ... ... શાણી.

**સાખી.**

મળમુત્રે આછે ભરી કાચી કાય કથીર
સાચું સોનું શ્રીહરી તારે તે ભવ તીર
દાસાનુદાસ ગુણ ગાય છેરે હરી ભક્તી કરો
સત્ય પતીવ્રત પાળી રદા ભય હારનુંરે
નિત્ય ધ્યાન ધરો... ... ... ...શાણી.

અયોદ્ધા નાથકી જય.

## શ્રીહરી.

# પ્રકરણ બીજું.

### વસંતતિલકા.

ભક્તી કરી મનુષ્ય શ્રીહરિ ગુણ ગાશે
ભક્તી કરી મનુષ્ય જે સત કર્મ ચ્હાશે
ભક્તી કરી મનુષ્ય જે વ્રત નીમ ઇચ્છે
તેને પછી જગતમાં ભય રૂપ શું છે

આ ભક્તિનું ખંડન અને ભક્તીનું મંડન મીત્ર જરા શાન્ત થા આ સતી સચીતાને સખીઓ જોડે ગાતી મુકી જરા બીજી બાજુ દ્રષ્ટી કરવા ઇચ્છા કર, સ્થીર કર, હૃદયપર આ દ્રષ્ટીગોચર બનાવનું સ્મરણ કર. સુનીતીઓમાં પ્રેરણાપર, કૃત્યોનું અવલોકનકર હૃદયમાં નિર્વિકારી થા મનો નિગ્રહમાં વિહારી થા. પ્રભુ ભક્તિનો પ્યાસી થા કિંમતવાન થા અને આ અપરિચીત મકાનનો માહીતગાર થા. તારા આત્માનો બોધક થા. તારે અહિં વિલક્ષણ બનાવ જોવો પડશે દ્રષ્ટીને આપત્તિ નડશે, શૌર્ય ચડશે મન બબડવામાં આથડશે ક્ષોભ થશે ભય ઉપજશે બુદ્ધિ જશે શક્તિ ભડકશે ચતુરાઇ ચ્હાશે ધૈર્યથી ધાશે પણ પાછો પસ્તાશે દયાળુ થવા મનોવૃત્તી કહેશે શીખામણ દેશે મનમાં બેશે દર્શનીક બનાવથી દ્રષ્ટી ખમચાશે હીમત કરવા ચ્હાશે કરુણા કરશે પણ આગ્રહ શું કરી મનો વારશે. હારશે દયા લાવી આંસુ સારશે સ્વપ્નવત સંસારનું સ્મર્ણ થશે ... તૃપ્તિ વિનાશ થશે આનંદી સુખ અદ્રશ્ય જશે. હૃદય

ત્યાંથી દુર જવા કહેશે તરંગો ગમણુ કરશે ઘડીમાં સ્થીર કરશે ઘડીમાં પશ્ચાતાપ ધરશે ચક્ષુ નિહાળવા કહેશે શીખામણુ દેશે પણુ સંકટ સ્હેશે એક તરફ ધૈર્ય બળ કરશે એટલે બીજી તરફ ભય શુદ્ધિ હરશે મતી ફરશે હૃદય ડરશે પણુ સ્થીર થઈ ઠરશે તો સંકટ હરી હરશે. વિચારો સ્મરશે તો ફરી તેવોજ આભાસ ઉત્પન્ન થસે. સંતોષથી ફરસે તો સત્ય સ્નેહી કસે. દુર્ગુણથી ડરસે તો ગતસર તરસે ગભરા નહીં શ્રીહરીને દુઃસહ બાબત ગમતી નથી. તે તને સંકટથી મુક્ત કરસે સ્નેહ ધરસે દોષ હરસે તારા હૃદયને ટેકો આપ હિમત રાખ ક્ષણીક સુખનું સ્મરણુ કરી દોષ માત્રથી દુર થવા સંસાર રૂપી કષ્ટ સમુદ્રમાંથી સુખ રૂપ બિંદુનો સોધક થા ભક્તીરૂપી નૌકાનો અધીપતી થા ઉત્સાહી થા આગ્રહી થા તેજ નૌકાતને પાર ઉતારસે સુખ રૂપ બિંદુરૂપ સત સંગ વધારસે વિઘ્ન વિદારસે પણુ સુખ રૂપ બિંદુ સોધવું સ્હેલું નથી. હિંમત રાખસે તો જડસે ધર્મ ધ્વજાગ્રે ચડસે તો પાપ દુર પડસે નિર્દોષી થા વિશ્વાસુ થા હરી સ્મરણુનો ઉત્સાહી થા સદ્‌ગુણુનો અભ્યાસી થા વિશ્વનો વિહારી થા સંતોષનો વિશ્રામી થા જગતમાં શું શું બને છે તે સુક્ષ્મ દ્રષ્ટીથી નિહાળ પરમાત્માનો સેવક ગણા, સજ્જનોનો સ્નેહી થા પ્રમાદ છોડી દે દયાનો બાગ ગ્રહણુ કર પરમાર્થી થા નિસ્વાર્થી થા દયાળુ થા ગરીબનો આશ્રયી થા અનુભવનો સાથી થા પુન્યવૃત્તીનો પ્રીયતમ થા અને આ અધર્મ સ્થાનકમાં બનતી અધર્મ રચના અધર્મી વિચારો તારા નિર્દોષ તેમ ચપળ ચક્ષુથી નિહાળ સુખ રૂપ બિંદુનો સોધક થા ઉપકારી થા

વેરીઅગી યા પ્રવાસી યા ઉઘમી યા એજ કષ્ટ સમુદ્ર-
માંથી સુખ રૂપ બિંદુ જડસે આફ્તો નડસે પણ સ્થીર
થઇ અડસે તો પાપ નીચાં પડસે પાપીનો શત્રુ યા પુન્ય-
શાળીનો મિત્ર યા પ્રભૂ ભક્તીમાં પ્રેમીયા શાન્તયા ઉલ્હાસી
યા ધૈર્યધર ફક્ત આ સ્થાળે બનતો બનાવ દ્રષ્ટી ગોચરકર
હૃદયમાં ધર પ્રભુને સ્મર તે રંકનો બેલી છે દુષ્ટનો સંહારક
છે ભક્તનો તારક છે વિશ્વનો વિરામ છે સત્યનો શ્યામ છે
સદગુણનો ધામ છે શુરાની હામ છે વિપતિનો વામ છે રં
કનો રામ છે મોક્ષનું નામ છે તે તને નિર્દોષીને બચાવશે
શાન્તી ઉરે ઠસાવશે સુખમાં વસાવશે આનંદમાં હસાવશે
અધર્મ મંડળનું અવલોકન કર અધર્મી મેમ્બરો આવવા
લાગ્યા શું લેખે છે ચક્ષુને દેખવા દે આપણે આપણે શું
ધારી સ્ત્રીકમને અનુસાર ચાલતાને ચલાવ હાલતાને હલાવ
ફાલતાને ફાલવા દે પાપરૂપ પાનખર ૠતુ પાસે આવી છે
પલ્લવો ખરી જશે ડાળીયો ઝુકી જશે થડ સુકું થશે મુળ
બળહીન થઇ વૃક્ષસાથે સ્વતઃમુર્છા સાગરમાં ઢળી જશે તા
રું શું જશે સ્ત્રીને સુખ થશે ભય ટળશે ભાગ્ય ફળશે અ
ને પરમાનંદ મળશે સ્નેહ મુદ્રા ગળશે દુષ્ટ બનાવથી હૃદય
બળશે પણ તારે શું કરશે તે ભરશે સ્ત્રી કમનો અનુગ્રહી
યા લોકાપવાદનો દુઃસહીયા સ્મરણ કર નિદ્રાહર દોતથી ડર
શાને માટે તારે શું માત્ર તારે તો પેખીને કૃત કૃત્ય થવા
નું છે કર્તા કોણ કર્મ કોણ વક્તા કોણ શ્રોતા કોણ માત્ર
હૃદયનો તુ સારથી રૂપ સ્વસાફલ્ય છતાં પરમાર્થીક સાર્થ
ક તારા પવીત્ર તેમજ કોમળ અંતઃકરણમાં વસાવવા સ્થી
તીપી ઠસાવવા કિંચીત માર્ગકર કોણ આવ્યું શું લાવ્યું

તપાસ કર ધૈર્ય ધર તારી ધાર્મીક સેવા ખજાન અને આ અપવીત્ર મનુષ્યોથી અપવીત્ર થતી મહાન ભુમીકાને નિહાળ આ ભુમીકા શીતળપુરની હતી આ સ્થળે ( બગલામાં ) અધર્મી જનોનું એકઠા થવાનું હતું. બંગલો નાનો પણ અતી સુંદર હતો. બે માળનો હતો જેથી નીચેના ભાગમાં બેઠક હતી ત્યાં આગળ તે લોકો ભેગા થતા આ બંગલો પ્રભાકરના પુત્ર મનહરલાલને સાસરા તરફથી આપવામાં આવ્યો હતો, ક્યાં સાસરો અને ક્યાં જમાઇ ક્યાં સાસરો ભક્તરાજ અને ક્યાં અધર્મી જમાઇરાજ ઇશ્વરેચ્છા બલી યસી હે ભુમીકા તારો શું અપરાધ કે તું ભક્તરાજના હસ્તમાંથી મુક્ત થઇ મનહરલાલના ફાંસામાં ફસાઇ શું આ દુનીયામા સદગુણી નરો ન હતા શું આ દુનીયામાં સત્ય સ્નેહી સજ્જનો ન હતા શું આ દુનીયામાં પ્રભુ ભક્તો ન હતા શું આ જગતમાં ધર્મ ચુસ્ત નરો નહતા કે તું આ અધર્મીઓના અપવીત્ર કરમાં ગઇ હે મહાન માતુ એમાં તારો શું વાંક તું તો પરમાર્થી છે તારે પાપી પુન્યશાળીનો આંત્ર ભેદ નથી તું તો ધર્મી અધર્મી સર્વને તારી ઉતમ પીઠ ઉપર વસવા દે છે હે માતુ તને અધર્મી મંડળનું તને આ કુટીલ જનોનું તને આ વિષયી ચોર જનોનું તને આ ઘાતકી જનોનું વજન નથી લાગતું શું તને એવા જનોને દાબી દેવા ઇચ્છા નથી થતી અરે પણ હું ભુલ્યું શું શું મહાનુ નરો ભિન્ન ભિન્ન ગણે છે કદી નહીં કરશે તે ભરશે હે માતૂ તારે શું તું તો તારા ધર્મી અધર્મી સર્વ પુત્રોને સંઘરે છે તું તો સર્વની આશ્રય કારક માતૂ છે ધન્ય છે પવીત્ર ભુમીકા કે તને અસત્ય વાદી પ્રાણીઓનું વચન દુઃખ

ફર નથી લાગતું નજ લાગે મનહરલાલના બંગલામાં દરેક ચીજ ફેશનેબલ જોવામાં આવતી ખુરશીઓ ટેબલ મેજ આરામ ચેક વગેરે ગોઠવેલાં હતાં બંગલાની પાછળના બાગમાં એક બારણું હતું ત્યાં થઈ પુષ્પ વાટીકામાં જવાતું હતું તે પુષ્પ વાટિકા મનહરલાલની હતી તેમાં સુંદર માલતી મોગરો ચંપો સુગંધીદાર કેવડો ચમેલી જુઇ જાય વગેરે સુવાસીસુમનો પોતાની અમુલ્ય સુવાસ પ્રસરાવી રહ્યાં હતાં પણ તેઓ નિસ્તેજ દેખાતાં હતાં તેઓ શું અધર્મીઓની સંગતથી સ્યામતાને પામ્યાં હશે શું પુષ્પો પણ બિચારાં જાણતાં હશે શું તેઓ ધર્મ અધર્મ જાણી શકતાં હશે શું તેઓ ભક્તી અભક્તી પેખી શકતાં હસે શું તેઓ પાપીઓની જાળમાં ફસાયાં છે એમ જાણતાં હશે તેઓને જન્મ સજા પડી છે એમ પ્રિછાણતાં હશે શું તેઓને અધર્મીની સભ્યામાં ગુંથાવું સમજાતું હશે શું તેઓને દેવોની શત્રુતા થઇ હસે કે તેઓ ઉપર પોતાનો વાસ નહીં કય કર્યો હોય શું તેઓ પાપી થયાં હસે કે દેવતાઓથી વિયોગ થયો શું તેઓએ હરી ભક્તી નહીં કરી હોય કે તેઓનું મરણ અવભાવસ્તા ભોગવીને થસે અરે મને નાહક ભ્રમણા થાય છે. સુગંધમય સજ્જનરૂપ પુષ્પો દરેકને સરખો સુવાસ આપે છે તે કેવી રીતે. સાધુઓ ઉપર ગમે તેટલો રોષ દ્વેસ કરે પણ તેઓ તો તેમનું ભલુંજ કરે છે દેવાનું આપણે ગમે તેટલું ખોટું બોલીયે તોપણ તેથી તેઓ ક્રોધી ન થતા સારૂજ કરે છે. તે કેવી રીતે કે કલ્પવૃક્ષરૂપ આંબો ગમે તેટલા ધોકા મારીયે તેમ તેમ વધારે ફળ આપે છે તેથી સુરખો એમ સમજશો કે તે કરને બી

કે આપે છે પણ તેમ ન સમજવું. કારણ તેઓ તેમનો સ્વાભાવીક ગુણ છે. તેઓ તો એમ જાણે છે કે જ્યારે જગત પિતા પાસે બુરૂં કરનારને દેવાનો છે ખોદશે તે પડશે. એમ સમજી પુષ્પો પણ બિચારાં ત્યાં આગળ મનહરલાલની વાટીકામાં વસતાં હતાં અહી આગળ એક સુડાને પીંજરમાં કેદ પુરવામાં આવ્યો હતો તેના પીંજરાને પણ કાટ ચઢી ગયેલો હતો. સુડાને પણ વખતસર ખાવા મળતું નહતું શું કરે બિચારો પરમાત્માએ પાંખો આપી તેનો ઉપયોગ કંઈ થઈ ન શક્યો. પરવશ પડેલો આત્મા રૂપી પોપટ મનહરલાલના અધર્મ રૂપ દેહ પિંજરમાં પુરાઈ દુઃખી થતો હતો.

દેહ રૂપી પીંજરમાં આત્મા રૂપી પોપટ કેદ પુરાયો હોય તથાપિ તેને સદકર્મ રૂપી ખોરાક આપવામાં આવે તેમજ તેને ભક્તીરૂપી પાણી પાવામાં આવે તેમજ તેને સદગુણી શણગાર પહેરાવવામાં આવે તો પછી આત્માને શેનું દુઃખ થાય ને જ્યારે આત્માને દુઃખ ન થાય તો પછી પરમાત્મા કેમ રાજી ન થાય પરંતુ આ મનહરલાલના પિંજરામાં પુરાયેલો પોપટ એકેમાં સંતોષ ના પામવાથી નિસાસા નાંખતો અધર્મી કર્મોના પવનની લહેરની અધમ વાસના લેતો દુખી અવસ્થામાં દિવસ નિર્ગમન કરતો હતો અને આંસુ ભર્યાં ચપળ ચક્ષુથી પુષ્પો સામું નીહાળી હૃદય તરંગનું સમાધાન કરતો હતો. બંગલાની ઓટલી ૪ ફુટ ઊંચી જેવી ઉપર ચઢવા માટે આરસનાં પગથીયાં કરી લીધેલાં હતાં, એ બિચારા આરસની દશા અધર્મ મંડળના પગની રજ વડે કેવી દીસતી હશે. શું તેઓ કુસંગોના

પ્રસંગથી દુખી નહી થતા હોય. અરે ભ્રમીત મન જરા સ્થીર થા તું શેને માટે ન જોયેલી ન ધારેલી વસ્તુઓનું સ્મરણ કરાવે છે, વળી હસાવે છે, જ્યાં જોઉં ત્યાં માત્ર મિથ્યા વિચાર મિથ્યા કલ્પના મિથ્યા આશાઓનું આવર્ણ ઘેરી રહ્યું છે, મિથ્યા વાંચ્છના વગર બીજું કંઇ દ્રષ્ટીગોચર થતું નથી હે તરંગી મન તું મને તરંગી મોજાંમાં ફસાવી એક વળી બીજું એમ ઉત્તરોત્તર નર્કદ્વાર બતાવે છે. હશે કંઇ નહી તારે શું! તારો દોષ નથી.

હવે મનહરલાલનું તરંગ રૂપી જેલખાનું ઉઘડ્યું પોતે તે (મનહરલાલ) એક આરામચેર ઉપર આડો પડી કુકર્મ કથાના પાઠનું સ્મરણ કરતો અવલોકન કરતો દયાથી વિમૂખ બનતો સ્વેચ્છિક વિચારોનું સ્મરણ સ્મરણ કરતો અધર્મીઓનો આવવાની રાહ જોતો એક બે જણ આવી ને પાછા ક્યાં ગયા તેનો સારાનુસારનો વિચાર કરતો આરામ ચેરમાં આલોટતો ઉઠતો બેસતો અને આ મંડપમાં પેસતો ઘડીકમાં મુખ મુદ્રાને હસાવતો મનમાં નીચ વિચારો ઠસાવતો ફસાવતો ઘડીકમાં રેશમ કેપ ધારણ કરતો હાફકોટનાં બટન છુટાં કરતાં ઘડીકમાં ઘામ વળતી હોય તેમ કોટ સમુળો કાઢી નાંખતો એમ વીવીધ રીતે સંજ્ઞાઓ કરતો સનેપાત થએલો મનુસ્ય આંગળીઓ ફેરવી અનેક તરેહના ચાળા કરે તેમ આંગળાં ચાળવતો મોઢાપર ફેરવતો મુછને વાંકી કરતો વગેરે વગેરે ક્રિયાઓ કરી દુસ્કૃત સ્મરતો આરામચેરમાંથી ઉભો થતો આયનામાંહ મુખાકૃતી નિહાળતો જુલ્ફા ઓળતો ચક્ષુ ચોળતો અધર્મ તાળતો ચાહ કરતો હર્ષથી રાજી અને વિષાદથી ખિન્ન થતો વળી

ખોસકાના ગજવામાંથી એક નાની બુક કાઢનો વળી ખીસા- માં નાંખતો પાછી ફરી કાઢી પાનાં ફેરવતો બધી વાંચી રહ્યો હોય તેમ બંધ કરી મનમાં બબડતો હોઠ હલાવતો કપાળ ચઢાવતો નિસાસા નાંખતો રથીતીનું અનુકરણ કર- તો દિગમૂઢ બની જોઇ રહેતો કાર્ય સાત્રામાં સંકડ રહેતો સ્વનસીબને હજારો બેદુવા દેતો સ્તબ્ધ થતો મુછે તાડેતો નેત્રો નિંચતો વિકાસતો એમ અનેક ચેષ્ટાઓ કરતો હતો એટલામાં સામે ભિંત ઉપર નજર પડી તેમાં ભકત કારી ગરના કરથી કોતરેલી એક કહેવત ઉપર નજર પડી કહે- વત નીચે પ્રમાણે હતી.

"પરદારાની પ્રીત ધન ધાન્યને ધર્મનો નાશ."

આ કહેવત વાંચીને ભય પામ્યો સ્મરણ થયું ભાન આવ્યું ચિત્ત આકરશાયું આ પુન્યમય શબ્દોએ ચિત્તવૃત્તિ સ્થીર કરી. આટલી વખત સુધી જે વિચારો ભ્રમીત કર- તા હતા તે હવે શાન્ત થયા એટલે શું તેમને સદબોધ લા ગ્યો નાના તેનો પરદારાની પ્રીત એ શબ્દથી શાંન્ત થયા ગજવામાંથી બુક કાઢી અને તેમાં એકાગ્રતા કરી વાંચવા માંડી વાચકો શેની એકાગ્રતા ન ધારતા કે મનહરલાલના હાથમાં ઇશ્વર ભક્તીની આ બુક હતી ન ધારતા આ ભ ગવતગીતા હતી ન ધારતા આ રામ કથાની બુક હતી ન ધારતા આ કિર્તનાવળી હતી કયાંથી હોય આવા કુસંગી નરના હાથમાં એવી તારક બુક કયાંથી હોય નજ હોય ખાખરાની ખીસકોલી સાકરના સ્વાદને શું જાણે તેને એવુ ભાન કયાંથી હોય. અરા. તેને રામ કથાનું સેવન કયાંથી હોય તેને ભાગવત ગીતાનું જ્ઞાન કયાંથી હોય કયાં હરી

કીર્તનાવળી અને ક્યાં આ નવીન બુક આતો જુદીજ વા તો હતી વારતા પણ નથી, નામ પણ નવું અને બુક પણ નથી આ બુકનું નામ કુકર્મ સ્મરણ પોથી મિત્રો આ નામ ક્યાંઈ સાંભળ્યું છે આ નવીન નામ તેના અધીકારીઓજ ફક્ત જાણે જે જે કુકર્મો કરેલાં તેની તથા કરેલાની યા દગુક કહો હવે શેની એકાગ્રતા બમ અને મીનની હા હા તેમજ વાંચીને મનમાં હસ્યા જરા ખસ્યા પણ પાછા ખુર શીમાં વસ્યા અને નીચે પ્રમાણે બબડવા લાગ્યા કદાચ તેની ( સખી સવીતા ) સખીએ ( તારાએ ) માન્યું હોત તો તેને હું દુખી ન થવા દેત પ્રભૂ પ્રભૂ કરી રહી છે પણ તેનું તથા તેની સખી ( સવીતા ) નું પ્રભૂ કહેવું ન મુકતુ તો હું મનહરલાલ નહી ભક્તીમાં શું સુખ છે ભક્તોમાંતો કહીક ભીખ માગ્યા છે.

વાચકો આ અંતમાં મનહરલાલના બોલો શું વાજબી છે. અરે આવા અધમ શબ્દો બોલતાં તેને કેમ દુખ થતુ નથી શુ પ્રભુ વિના આ જગત છે પાપીઓ જે ધારે તે ખરૂં આપણે શું.

હવે મનહરલાલ એકલો પડ્યો કોઇ આવ્યું નહી. તેથી મનમાં ભ્રમણા કરવા લાગ્યો. હું જે વખતે મારા સાસરા ચંદ્રશંકરને ત્યાંથી ભેલા લોકોને સમજાવી નીકળ્યો ત્યારેજ મને તરાએ બોલાવ્યો હતો તારા તો ખરેજ તારા છે તેની સખી (સવીતા) ને પ્રભુ પ્રભુ શાને માટે કરે છે તેમ કરી મારી કાઢી મુકી હતી તે ઠીક થયું હતું કારણ મારી ત્યારથી પ્રીતો વધુ રાખે છે પણ હવે તારામણી બોલતી નથી તેનું કેમ કરવું બે ત્રણ દીવસથી મેં તથા એ

બે બન્નેએ ખાધું નથી. તેનો રડબાજ કરે છે બેર હમણાં સતાવવી નથી પેલા માણસો ગયા તે ગયાજ પસ્તાજ નથી આ કરતાં દુનીયામાં બીજું શું સુખ છે ગાડી ઘોડામાં બેસવું પરધન ને પરદારા ગ્રહણ કરવાં તે કરતાં બીજું શું સુખ છે મને તે ( સવીતા ) અહોનીશ ભક્તી કરવા તથા આ વાં કૃત્ય નહીં કરવા વિનતી કરે છે પણ આ છોડી ભક્તી કરીયે તેમાં શું સુખ થવાનું ભક્તી કરવી તે શ્રીમંતનું કામ નથી તેતો ભીખારીનું કામ છે પૈસાદારે તો મોજમજ ઉડાવવી આમ માની આનંદ વધારવા લાગ્યો વળી અનેક કલ્પનાઓ કરવા લાગ્યો આ પ્રમાણે મનહરલાલના મનોરા જ્યમાં તરંગરૂપી પ્રધાન સ્વછંદી પણે મ્હાલવા લાગ્યો ઘુ મવા લાગ્યો અને કુમતી રૂપ દાસીથી સબંધમાં જોડાયો એટલામાં એક સુંદર સુંદરી હાથમાં કંઈક વસ્ત્ર થી વિંટાળેલી વસ્તુ લઇ દ્રષ્ટી ગોચર થઇ આવનાર સ્ત્રી ના સુંદર નેપુરના ખણખણાટથી બંગલો ગાજી રહ્યો સુંદ રીના નેપુરના ખણખણાટે મનહરલાલના તરંગી મગજ ઉ પર સરદારી ભોગવી જેમ ભર સમુદ્રમાં વહન થતું વહાણ ખડકપર અથડાતાં એકદમ નૌકાપતીને જાગ્રત કરે તેમ ને પુરના ખણખણાટે મનહરલાલને જાગ્રત કર્યો અને તરંગ રૂપી જેલમાંથી મુક્ત કર્યો સુંદરીના સામી તીક્ષ્ણ દ્રષ્ટી કે કી નિહાળી રહ્યો સુખને બદલે દુઃખ ઉત્પન્ન થયું ભાન ગયું મૌન ધારણ થયો શું બોલવું શું પુછવું શું કરવું વગેરે કાંઇ પણ સુઝયું નહીં હૃદય રૂપી વહાણ વિચાર સા ગરમાં ઝકોળાવા લાગ્યું. અને ડળકાં ખાવા લાગ્યું જેમ અધમ કૃત્યમાં સાનુકૂળ થયેલાં સ્ત્રી પુરૂષોને અન્યજન અ પ્રિય લાગે તેમ મનહરલાલને સંસાર શુન્યવત્ ભાસવા લા

આ તરૂણીને જોતાં પ્રથમની પત્નીનું સ્મરણ થયું શરીર કંપવા લાગ્યું ગાત્ર શીથીલ થયાં ચમકયો ભાન ભૂલ્યો એ ધર્મી મંડળનો અધીપતી તે પુતળા માફક બની રહ્યો સ્તબ્ધ થયો હોઠ ફફડાવા લાગ્યો રોમ ફરકવા લાગ્યાં જીભ્યા સુકાઇ ગઇ હીમત જતી રહી શરીર વિવર્ણ થયું હૃદયમાં સંકલ્પ વિકલ્પ થવા લાગ્યાં બોલવા વિચાર કીધો પણ બોલાયું નહી આથી પોતાની દીધેલી શીખ બર આવશે એમ આવેલી સુંદર સુંદરી સમજવા લાગી. મનહરલાલને પ્રથમની પત્નીનુ સ્મરણ થવાનું કારણ એ હતું કે પોતાની ટેવનું યોગ્યા યોગ્ય તેનાથી સચવાતું હતું તે મનહરલાલના સ્વભાવને મળતી હતી પરંતુ કોઇ કારણસર પોતે નાની ઉમરમાં મરણ પામી હતી તેથી મનહરલાલના વિચારો કોઇ કોઇ વખત તેને યાદ કરવા ચુકતા નહી પરંતુ તે સઘળું વ્યર્થ. કારણ કે તે સુંદરી કાંઇ અધમ ન હોતી. તેપણ સવીતાથી રહેજ ઉતરતી હતી પણ એ વખતે મનહરલાલ કુટીલ સોબતમાં બળ્યો ન હતો તેમ મોજ શોખ કરવાનાં સાધનો પણ નહોતાં સઘળાં સાધનો સવીતાના પિતાનીજ તરફથી કરી આપવામાં આવ્યાં હતાં તેથી તે દીવસની ચાલ ચલગતમાંને અત્યારની ચાલચલગતમાં બહુજ ફેર હતો. પોતાના અધમ કૃત્યોએ સવીતા તરફનો પ્રેમ બીલકુલ ઓછો કરાવ્યો હતો. પણ સદ્ગુણી સવીતા જરાપણ અસંતોષ પામતી ન હતી તે પતીવ્રત પણાનું બરોબર રહસ્ય જાણતી હતી તેથી પોતાના પતીને સમજાવવા એકાદ બે પુસ્તકો લઇ અત્રે મનહરલાલના વિના તેડાવે સામી આવી ઉભી રહી અધર્મી પતી પોતાનાં કૃ

ત્યં ખુણામાં થશે ધારી વીવર્ણ બન્યો આટલી ઘડી સુધી જે છેટે ઉભી ઉભી અનેક અનુમાન કરતી વિપત્તિયોની ભારે ભીડ વચ્ચે સપડાએલા સ્વામીને સદૈવ છુટા કરવાની ઇચ્છા કરતી કેવળ અધર્મા ચરણમાંજ વ્યાપ્ત થયેલા સારાસારનો વિચાર નહીં કરનારા મોક્ષદાઇ મુર્તીને નહીં માનનારા પતીને સુધારી. સારે રસ્તે ચઢાવવા પ્રયત્ન કરતી અધમાવસ્થાએ પહોંચેલા યુવાવસ્થાના તોરમાં ઉદ્ધત થએલા નિર્દોષ રામાઓને દોષીત બનાવવા ફસાવવા કુકૃત્યમાં વસાવવા પ્રવર્ત થયેલા પોતાની મનોવૃત્તીને નિષ્કંટક બનાવી દુષ્કૃતમાં ઘસડાતા સપડાતા પતીને શુદ્ધ થવા પ્રયાસ કરતી બ્રહ્મચર્ય પાળનારા એક પત્નીવ્રત ધારણ કરનારા નિરપુરૂષોનાં દ્રષ્ટાંતો આપતી અધિકાધીક મલીનવૃત્તની છોળમાં તણાતા શુન્ય હૃદય શુન્યનેત્ર શુન્યકર્ણ બનતા દરદી સ્વામીને અનેક બોધરૂપ ઉપચારો કરી સુખી કરવાનો હેતુ મનમાં ધારતી સદ્‌ગુણી સ્યામા હાલ એકાંત ધારી મનહરલાલના દીવાનખાનામાં આવી ઉભી. સારાં દ્રષ્ટાંતવાળું ભક્તીમય પુસ્તકમાંથી એક બોધક દ્રષ્ટાંત કહાડેલું હતું તે સંભળાવી વંચાવી સુધારવા સાધનભૂત દેખાઇ આ વખતે સવીતાએ સાદી સાડી પહેરેલી હતી તેણે આભૂષણ પહેરેલાં ન હતાં અર્થાત તે હમેશાં સાદીજ રહેતી સ્ત્રી જાતની કોમળતા સ્નેહીપણું સત્યતા સદ્‌ગુણ નીતી શાણપણ પ્રમાણીકપણું વગેરે ગુણો તેનામાં પ્રાધાન્ય રૂપ હતા તેનામાં બાહ્ય ભભકાની આકર્ષણ શકતી જરાયે ન હતી તેનું મુખ આનંદી હતું શરદ રૂતુના પુર્ણીમાના ચંદ્ર સરીખું નિર્મળ મુખ મધુર વચનોથી સુંદર દીસતુ હતુ !

તેની વૃતીઓ ભક્તીરસમાં લીન રહેતી અંતઃકરણ શુદ્ધ તથા પરોપકાર કરવામાં ઉત્સાહી હતું તેણે સંસ્કૃત તથા ઇંગ્રેજી અભ્યાસ કરેલો હતો તેથી સારાં સારાં પુસ્તકો વાંચી પોતાની વૃત્તીઓ ભક્તીમાં પ્રેરી માતુ પીતા તથા પતી સર્વને હર્ષયુક્ત કરવા ઇચ્છા કરતી હતી નિરંતર હરી સ્મરણનાજ વિચારો કર્યા કરતી તે વૃધ્ધોની જોડે અખંડ વર્તુ રાખતી. માતા પીતાની વૃદ્ધાવસ્થાને લીધે તેઓની સેવા ઉઠાવી અહરનીશ સંતોષ પામતી તે પોતાના પતીના ઉદ્દમમાં અભક્તીનું ખંડન તથા ભક્તીનું મંડન કરવા ઉત્સાહી બની.

---

### શ્રી હરી.

## પ્રકરણ ત્રીજું.

### શિખરિણી છંદ.

પુરા પુન્યે પામે જન સૌ પ્રીતી શ્રી હરિ તણી
પુરા પુન્યે પામે રિધ સિધ અને સંતતિ ગુણી
પુરા પુન્યે પામે સદ્ગુણી સ્ત્રીને ઉત્તમ પતી
પુરા પુન્યે પામે જગમહિ સદા નિર્મળમતી—૧

### તારામણીનું હરણ અને હીરામણીનું મરણ.

કુંવરસિંહ—મનહરલાલ ભાઇએ કહેવા પ્રમાણે તારા તે કઇ તારા શી રીતે ઓળખાય કારણ કે આ સઘળી ઓઓ એકજ રીતની છે કેમ માનસીંહ તનોને શું નિશાની બતાવી છે. તે નીશાની પ્રમાણે ઓળખો.

માનસિંહ—મને નિશાનીઓ યાદ છે. જરા નીચી તથા શ્યામ છે તે તારામણી હું તો તેમણે નીશાનો ન આપી હોત તોપણ ઓળખતોજ હતો તે મારી પડોશમાં રહેનાર નટવરલાલની સ્ત્રી છે,

વાચકો નટવરલાલ તે કોણ તેની ઓળખાણની જરૂર છે. નટવરલાલ ચંદ્રશંકરના કુટુંબમાંનો માણસ હતો તેના પિતાનું નામ નંદશંકર હતુ તે વિલાસનગરમાં વકીલ તરીકે ગણાતા હતા અને તેઓ ઠાકોર સાહેબ ન્યાયસીંહજીના માનીતા હતા તેઓ ન્યાયસીંહજીના પીતાશ્રી ધર્મસીંહજીના વખતથી હતા તેથી હાલ તેમને પેન્સન મળ્યું હતું, તેમની જગોએ નટવરલાલ જે હાલ ત્રીસ વરસના હતા તેમને દાખલ કર્યા હતા. નટવરલાલે ડીગ્રીઓ મેળવી હતી એટલુંજ નહીં પરંતુ પ્રભુભક્તોમાં પણ ડીગ્રીઓ મેળવી હતી, એટલે તે ઘણાજ નમ્ર તથા માયાળુ હતા, પોતાના પિતાશ્રી કરતાં અસીલોની પ્રીતી નટવરલાલે વધુ મેળવી હતી તેથી લક્ષ્મી પણ પુષ્કળ એકઠી કરી હતી. અને તેથી ઘણો વખત પ્રભુ સ્મરણમાંજ ગાળતાં ઉમંગી બનતા હતા. પોતાના તરફથી ગામનપુરમાં એક ઇગ્રેજી શાળા કાઢી હતી. તેમા દરેક ઔદીચ્ય નાતીના છોકરાઓ મફત ભણતા હતા તેમને દરેક પુસ્તકો તથા કપડાં લત્તાં તથા ભણવામાં જોઇતી દરેક ચીજ મફતજ આપવામાં આવતી હતી તેઓ રાત્રીએ રામકથા કરતાં જેથી દરેક કુટુંબનાં માણસ કલેશ રહીતપણે વસતાં હતા તેથી તારામણીમાં પણ તે ગુણો સ્થીરતા કરી રહ્યા હતા. તારામણી એક રીતે કુટુંબમાં પરણેલી હતી અને બીજી રીતે સવીતાની માસીની દીકરી થતી હતી

તેથી સવીતા તથા તારામણી વચ્ચે કશો આંત્ર ભેદ ન રાખતાં સવીતાનાં માતુશ્રી બન્નેને સરખાં ગણુતાં હતાં એટલે સવીતાના પતી પ્રત્યે તારામણી બનેવીનો સબંધ રાખતી હતી એટલે તે શું ખોટી ધારણા ધારી બોલાવતી એટલે શું તે અધર્મ ભાવથી બોલાવતી ના ના તેતો વાત્સલ્યથી પોતાના શુદ્ધ સ્વભાવથી નિર્મળ સ્નેહથી ચાહતી હતી તેને એમ ખબર નહોતી કે મારા અધર્મી બનેવી મારા ઉપર ખોટા ભાવની ઇચ્છા રાખે છે સદ્‌ગુણી તારાને એમ ખબર નહોતી, કે મારા કુટીલ બનેવીને મારો નિર્મળ સ્નેહ ઉલટો માલમ પડશે તેને એમ ખબર નહોતી કે મારા બનેવી મને અધમ જાળમાં ફસાવા યત્ન કરશે તેને એમ ખબર નહોતી કે મારે લીવે સવીતા બેનનો ત્યાગ કરશે તેને એમ ખબર નહોતી કે મારી શુદ્ધ ભાવના વિઘ્નરૂપ થઇ પડસે તેતો માત્ર ઉપરના નહીં પણ શુદ્ધ નિર્મળ સ્નેહથીજ વ્હાતી હતી પણ કુસંગી કુછંદી મનહરલાલે તેનો અવળોજ ઉપયોગ કર્યો તેણે તો ચંદ્રશંકર (પોતાના સસરા) ને ત્યાં આવી તારાનું હરણ કરવા માણસોને મોકલવા ઇચ્છા કરી ચંદ્રશંકરના બંગલામાં વર્તમાન પત્ર વાંચતો હતો પણ દેહ અહીં હતો અને ચીત્ત તારાના હરણ કરવામાં હતું અહા દુષ્ટ વ્યભીચારીઓ સગું વ્હાલું કોઇ સમજતા નથી કામી અંધ જનો સત્ય અસત્ય સમજતા નથી ધર્મ અધર્મ ગણુતા નથી અને માત્ર એમાંજ ફર્યા કરેછે. એનુંજ રટન એનુંજ ધ્યાન કરી વ્યર્થ જીંદગાની ગુમાવે છે તેમ તારા પ્રત્યે અધર્મી મનહરલાલ વ્હાવા લાગ્યો તેણે પોતાને બંગલે જઇ બે ત્રણ માણુસો ગાડી લઇ મોકલ્યા

તે આગળ કહેલા કુરસિંહ વગેરે હતા. શીતળપુર તથા કાન્તીપુરને ચાર ગાઉનું છેટું હતું, તારાને ઓળખી એકદમ ગાડીમાં નાંખી સવીતા લક્ષ્મીગૌરી તથા હીરામણી ભયભીત થઇ નિહાળતાં ઉભાં બિચારી બાળાઓએ આ પ્રમાણે ક્યાં દેખેલું હોય બિચારી અબળાઓએ આવો દુષ્ટ બનાવ ક્યાં જોયો હોય અહા આ સદ્‌ગુણી સુંદરીઓએ હરણ ચરીત્ર ક્યાં સુણ્યું હોય આ પ્રમાણે હીરામણીથી ઘણીવાર રહેવાયું નહી તે એકદમ તારાને પકડી ગાડીમાં ચઢી બેઠી. ગાડીમાંથી એક લોખંડનું પતરૂં હાથ આવ્યું તેનેથી ગાડી હાંકનાર દુષ્ટસિંહનો પ્રાણ લીધો દુષ્ટસીંહ કુરસીંહ તથા માનસીંહ ભીલ્લ જાતીના બહારવટીયા હતા તેઓ છુપા વેશથી મનહરલાલની પાસે રહેતા હતા. તેમાંથી દુષ્ટસીંહ ઓછો થયો સવીતાને એટલી તો ખબર હતી કે આ કાવતરૂં પોતાના પતીનું છે પરંતુ આ બહારવટીયા ભીલોની ખબર નહોતી કારણ કે તે દુષ્ટો માત્ર સત્રીએજ મનહરલાલ પાસે આવતા, હવે દુષ્ટસીંહની લાસને લઇ એકદમ ગાડી દોડતી ચાલી તારામણીની કોમળ છાતી ઉપર દુષ્ટ ભીલ માનસિંહ ચઢી બેઠો તારાએ એકદમ શૌર્ય ચઢાવી હીમત કરી પાપીના હાથમાંથી મુક્ત થઇ ગાડીમાંથી નીચે પડતું મુક્યું. હીરામણી જે વખતથી દુષ્ટસીંહને માર્યો ત્યાંથી રંક અબળા કોમળ હૃદયની હોવાના બેભાન થઇ પડેલી હતી તેને તારામણી મરી ગઇ સમજી ભયભીત થઇ કુદી પડી ગાડી ઉભી રાખી એક જણ તારાને લેવા નીચે ઉતર્યો તારાને પકડી ગાડીમાં લઇ ફરી ગાડી દોડાવી મુકી, આ વખતે રાતના બાર ઉપર ત્રણ

વામવા આવ્યા હતા. હીરામણી જીવતી છે જાણી તારામ-
ણી બોલી બહેન જીવીને શું કરવું છે લાવ તારી પાસે
હથીઆર હતું તે એમ કરી હથીઆર ( પતરાનો કડકો
લઇ ) માનસીંહના ગળામાં ભોંકી દીધું. પણ એટલું કર-
તાં કુરસીંહે એકદમ ગુસ્સો કરી હીરામણી બનેને માર-
નારી જાણી તેનો પ્રાણ લીધો બિચારી રંક હીરામણી આ
દુનીયાને છેલ્લી સલામ કરી તારાને બચાવવા સખીને દુશ્મ-
ના પંઝામાંથી ઉગારવા શીયળ સચવાવવા ઇચ્છા કરતી
થોડીવારમાં હતી ન હતી થઇ ગઇ અને તેનો અમર આ-
ત્મા આ ક્ષણભંગુર દેહને છોડી ન્યાયી પિતાના દરબારમાં
જવાબ દેવા જઇ ઉભો હીરામણીની લાસ પાપીઓ ફેંકી
દીધી અને ગાડી લઇ એકલો ચાલ્યો. તારાનાં ભયનો પાર
હવે રહ્યો નહિ પોતાની ખાતર પોતાની બેનનો પ્રાણ ગ-
યો. તેને માટે ચોધાર આંસુથી રડવા લાગી કુરસિંહ ભ-
યનો માર્યો માનસિંહ તથા દુષ્ટસિંહની દરકાર કર્યા વગર
મનહરલાલના બંગલા તરફ ગાડી દોડાવતો ચાલ્યો તારા-
મણીનો રડવાનો અવાજ રોકવાની હવે જરૂર પડી કારણ
બંગલો પાસે આવ્યો કુરસિંહે મોઢું બાંધી લીધું એકદમ
ઉચકી મનહરલાલના દીવાનખાનાની અંદરના રૂમમાં મુકી
બધી બીના કહી સંભળાવી મનહરલાલ માત્ર વિષયનુંજ
સ્મરણ કરનાર અધર્મનુંજ સેવન કરનાર પાપમાંજ ભ્રમણ
કરનાર આ બનાવથી વિસ્મય ન પામતાં શોકાતુર ન થતાં
તારાને જોઇ આનંદ પામ્યો સવાર થવા આવેલું હતું તેથી
કુરસિંહ ચાલ્યો ગયો. માનસિંહ વગેરેની લાસો ગીધ સ-
મડી વગેરેને કામમાં આવી જોયું અધર્મનું ફળ અધર્મી-

એનું મરણ કેવી રીતે થાય છે. દ્રષ્ટાંત તરીકે બાવળનું ઝાડ વગર વાવે ઉગે છે અને ઉગે છે ત્યારથીજ જન્મથી-જ તેને કાંટા થાય છે. જરા જરા મોટું થતું જાય છે તેમ તેમ કાંટા વધુ પાકા થતા જાય છે ત્યારે લોકો તેને હલકું કરવા છેદન કરે છે, વળી ઉત્તરોત્તર બચતાં બચ-તાં વધે છે ત્યારે વિના સ્વાર્થે પણ લોકો કાપી નાંખે છે. તેમ કરતાં મોટું થાય છે તો છેવટે મુળમાંથી કાપી નાં-ખવામાં આવે છે અર્થાત દુર્જન માણસ જન્મે છે ત્યાર-થીજ બાવળના ગુણવાળો થાય છે અને છેવટે તે પુરૂં આયુષ્ય ન ભોગવતાં અકાળ મૃત્યુથીજ બાવળ પેઠે મરણ પામે છે. તેવી રીતે આ દુષ્ટોને પણ થયું. હવે કામી મનહરલાલ કુરસિંદના જવા કેડે તારામણીને બોલાવવા પ્રયત્ન કરવા લાગ્યો. અને ભાન રહીત બન્યો એટલામાં કંઇક આભાસ થયો બારણાં ખખડ્યાં. કોણ, કહી તારા-મણીવાળો હોલ બંધ કરી બહાર આવ્યો કેમ ભાઇ વિજય કાંઇ સમાચાર.

**વિજય**—સમાચાર જેના તેજ ન્યુસમાં નટવરલાલ વકીલની સ્ત્રી તારામણીનું હરણ કોઇ હરામખોરોએ કર્યું.

**મનહરલાલ**—( અંદરથી ફીકરમંદ પણ બહારથી જાણે તો ન હોય તેમ ) અરે શું તારામણી અરે શું નટવરલાલની પત્ની તારામણી તેતો મારી મામીજીની દીકરી થાય બહુ બુરા સમાચાર.

**વિજય**—તેમ છે ત્યારે તો આપને શોધમાં નિકળવુંજ જો-ઇશે કેમ મિત્ર મનહરલાલ

**મનહર**—હા હા કેમ નહિ બેશક જવુંજ પડે

વિજય—વળી બીજા સમાચાર છોટાલાલ માસ્તરની પત્ની હીરામણીનું ખુન.

મનહર—તે શું તે હરામ ખોરોએજ કર્યું હશે.

વિજય—તે તો કોને ખબર

મનહર—ત્યારે તો મ્હારે અવશ્ય એ હરામખોરોની શોધ કરવીજ પડશે.

વિજય—હા હા અવશ્ય જવુંજ જોઇએ.

વિજયના વિદાય થયા પછી મનહરલાલ બુટ પાટલુન ચડાવી આડો અવળો ફરી પાછો તારામણીને પુરી હતી તેજ હોલમાં ગયો ભયથી ભયભીત થયેલો પણ ઉદાસી ન દેખાડતો મનહરલાલ તારામણીને ભોજન કરવા આજીજી કરવા મંડ્યો પણ તારામણી તે ન ખાતાં ફેંકી દે છે

મનહર—પ્રીય તારામણી તારે માટે મેં કેટલું સંકટ વેઠયું છે તારા માટે મેં તારી બેન (સવીતા) નો પણ ત્યાગ કર્યો છે, તારે માટે મેં મારા બે વિશ્વાસુ માણસનો પ્રાણ ખોવરાવ્યો છે ખેર જે બન્યું તે ખરૂં પણ હવે સમજી જવામાંજ માલ છે નહિં તો ખરાબ થવું પડશે એમ નિશ્ચે સમજજે જ્યાં સુધી તું નહીં માને ત્યાં સુધી તું અહિંથી છુટવાની નથી.

તારામણી—જ્યાં સુધી આ ખોળીયામાં જીવ છે ત્યાં સુધી શું પરપુરૂષ જોડે દુષ્ટ વૃત્તી કરીશ જ્યાં સુધી આ ખોળીયામાં જીવ છે ત્યાં સુધી શું હું પરપુરૂષના હાથનું જમીશ જ્યાં સુધી આ ખોળીયામાં જીવ છે ત્યાં સુધી હું શું મારા પતીનું નામ છોડીશ. અરે ના રે

એમ કદી બનશે નહિં સીંહણને ગમે તેટલા ઉ-
પવાસ પડશે પણ તે શું તૃણ ખાશે ખરી તેમ પુ-
ર્વનો સુર્ય શું પશ્ચિમ ઉગશે ખરો તેમ પતીવ્રતા સ્ત્રી
શું પરપુરૂષને ચ્હાય ખરી અરે કદી નહી. મનહર-
લાલ તમારા જેવા સો પાપી ચંડાળ અધમ આવે
તો પણ આ તારા તમારે વશ થવાની નથી ભલેને
આ દેહનો નાશ થાય પણ પરપુરૂષો મારે ભાઇ સ-
માન છે માટે મને ન સતાવતાં છોડી દ્યો. તમારે તો
મને બેન ગણવી જોઇએ મારી ભક્તા બેનને પણ ત
મોએ સુખ આપ્યું નહિ અરે પાપી. મનહરલાલ હવે
સમજો સમજવામાં ઠીક છે હવે મારૂં હૃદય કહ્યું ક
રતું નથી ( રડવા માંડે છે ) મને છોડી દો.

આથી કંઇ અધર્મી મનહરલાલના મગજ ઉપર કંઇ
પણ અસર થઇ નહિ કહ્યું છે કે.

શ્લોક

पयः पानं भुजंगानाम् केवलं विष वर्धनं
उपदेशोहि मुर्खाणाम् प्रकोपायेन शान्तये

અર્થાત્ દુધ જે ઉત્તમ વસ્તુ તેનું સાપ જ્યારે પાન
કરે છે ત્યારે વિષનો ઘટાડો ન થતાં કેવળ વધારો થાય
છે. તેમ મુર્ખને ઉપદેશ કરવાથી શાન્ત થતો નથી પણ
ઉલટો કોપાયમાન થાય છે.

અસર તો ન થઇ પણ ઉલટો કોપાયમાન થયો તારા
મણી આચાર્ય સમજી પોતે વિચાર્યું કે ઉદ્ધત થયે સિદ્ધિ
નથી કારણ કે કેદ પકડાયેલી સીંહણ ગમે તેટલું જોર કરે

પરંતુ લોખંડના સળિયા કાપી શકે ખરી ના ના તેમ સ-પડાવામાં આવેલી અબળા તારામણીએ સાગસારનો વિચા-ર કરી. આજે નહિ પણ બે દીવસ કેડે તમે જેમ કહેશો તેમ કરીશ.

અધર્મી મનહરલાલ તારામણીના છેલ્લા વાક્યોથી આ-નંદ પામી વિચાર ઉદ્ભવવા લાગ્યો.

"હવે ખાશો કે નહિ મનહરલાલે આનંદથી કહ્યું આજે તો મારે ઉપવાસ છે માટે કાલે ખાઇશ. ફળાહાર વગેરે કંઇ પણ નહિ ખાઓ મનહરલાલે કહ્યું ના ના હું ફળાહાર કોઇ વખત કરતીજ નથી, તારાએ કહ્યું પછી મ-નહરલાલ પાછું બારણું બંધ કરી ચાલ્યો ગયો દિવાનખા-નામાં જઇ ખુરશી ઉપર બેસી વિચાર કરવા લાગ્યો શું તે સિંહણીએ કબુલ કર્યું તે ખરૂં હશે શું તે મારે કબજે થશે એ કબજે થાય તો પછી મારે તેની બેનનું કામ પણ શું છે કારણ એવી ભક્તીવાળી બોલક સ્ત્રીનું અહિં શું કામ છે તે સાદી અને હું છેલ મારે એને શી રીતે બને. ઠીક છે, તારામણીને મારી પોતાની થવાના બે દીવસ છે જોત જોતામાં જતા રહેશે માટે ઉતાવળ કરવી નહિ.

તારામણી નિરંતર રડયા કરે છે, બિચારી આખો દી-વસ ઘરનું કામકાજ વગેરે આટોપી બાકીનો વખત હરી સ્મરણમાં ગાળતી તેજ તારામણી અત્યારે એક પાપીના ફાંસામાં ફસાઇ છે શું કરે ઉપાય વિના શી રીતે છુટવું રડતી રડતી નિચેનાં વાક્ય સ્મરણ કરે છે યાદ લાવે છે.

જુવો જાનકી રામ રાજાની રાણી,
બળે તેહને રાવણે રોતિ આણી;

ધરી ધૈર્યને જોગ જેવો ગુજાર્યો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

ક. દ. ડા.

આ ચાર લીટીઓ આખો દીવસ ગાતી રમતી અને નીતીમાં ગાળતી તે આવા હૃદય દ્રાવક બનાવથી ભયભીત થઇ પડી રહી.

મનહર દિવાનખાનામાં બેઠા છે. તેવામાં એક સિપાઇ આવ્યો અને પુછવા લાગ્યો.

**સીપાઇ**—મનહરલાલ કોનકા નામ હય.

**મનહરલાલ**--( ભયભીત થઇ ) વો બ્હાર ગયા હય અબી બ્હાર ગયા. વંઇ જાતા હોયગા.

**સીપાઈ**—અચ્છા અમેરી પાસ વારંટ હય.

**મનહરલાલ**--હમ તો ઉસકા નોકર હય શેઠ આયગા ઉસ બાબ્ત આના થોડીરી દેરમેં આયગા.

**સીપાઇ**--જબ તો હમ તુમકું બાંધ લે જાયગા.

**મનહરલાલ**--તબ તો તુમ યહ પાંચ રૂપે લેકર ચલે જાઓ શેઠ આવે જબ આના વોભી કુચ દેગા.

**સીપાઇ**--હાં તબ તો અચ્છા. ઠીકય હય ફીર આઉંગા કીસીકું કહનાં મત કે હુમને રૂપે દિયે હય.

**મનહરલાલ**--નહિં સાબ હમ કાયકું કેવે હમ તો નોકર હય સીપાઇના જવા કેડે મનહરલાલ નાસવાની બારી શોધવા લાગ્યો, શું કરવું તેને કોની સલાહ લેવી, આ વખતે પોતાની પત્ની સવીતાનું સ્મરણ થયું અને વિચારવા લાગ્યો કે જો આ વખતે તે હોત તો મને નિશ્ચય રસ્તો બતાવત પણ તેને ક્યાંથી ખબર પડે,

ન્યાયસીંહ ઠાકોરનો ભય બહારવટીયાઓને ઘણો છે. માટે હવે છુટાય તેમ નથી, પણ કંઇક રસ્તો જોઇએ હું ધારૂંછું કે આ હકીકત કુંવરસીંહે જાહેર કરી હશે કારણ તે પકડાયો હશે તેથી બધું માની દીધું હશે તો હવે મારો ઉદ્ધાર થવો તેના ( સવીતા ) વગર બીજાથી થવાનો નથી કારણ કે મારા સસરા ન્યાયસીંહજીના વિશ્વાસુ કારભારી છે તેથી તેઓનું કહેવું બર આવશે.

વળી સવીતા વીના તેડાવી ક્યાંથી આવશે કદાચ કાવતરૂં જાણી ગઇ હોય તો મારા ઉપર તેને તિરસ્કાર આવે એમાં નવાઇ નથી. અરે પણ તારામણીને હવે રોકી રાખવી ઉચીત નથી કારણ તેનો પતી નટવરલાલ વકીલ પ્રથમથીજ અધર્મ મંડળ ઉપર ઇર્ષા રાખતો હતો તેમાં વળી પોતાને માથેજ કાવતરૂં થયું તેથી મને તો છોડશેજ નહીં એમ તરંગમાં ને તરંગમાં મનહરલાલનું હૃદય ઝોકે ખાવા લાગ્યું. પાપવૃત્તિ તથા નિર્મળવૃત્તિ બન્નેને યુદ્ધ થવા માંડયું છેવટે નિર્મળવૃત્તિની જીત થવા વખત આવ્યો તારામણીને છોડી દેવા વિચાર થયો નિશ્ચય કરી. તારામણીના કેદખાના તરફ ચાલ્યો.

---

**શ્રી હરી.**

## પ્રકરણ ચોથું.

નિત્ય નામ શ્રી હરી તણું ભજો
પાપ કર્મ શિઘ્ર તન્નથી તજો
મોક્ષ જે અલભ્ય છે મિલે સહી

શુદ્ધ સ્નેહ ધારતાં મળે સહી. ૧

ભક્તી એ મોક્ષ મેળવવાની નીસરણી છે.

રાગ—ધરધર દિલધર—એ રાહ.

મનહર નટવર ગિરીધર સુખથી
જપુ કૃપાળુ યદુકુળ ચંદ
સુખકર દુખહર તારે ભવસરથી
શાને વિસારૂં સદા સુખકંદ... ...મનહર
ચતુર્ભુજ પ્રભૂ કંસ નિકંદન
શંખ ચક્ર ધારણ યદુ નંદન
મનથી તનથી ચિત્તમાં પ્રીતથી
પ્યારા ભજુ હું ધરી આનંદ... મનહર

સાખી.

મોરમુકુટ મસ્તક ધરી કર મુરલી ગ્રહિ શ્યામ
પલવટ વાળી પાયની ઉભા શ્રી ઘનશ્યામ
કર્ણ વિષે મકરા કૃત કુંડળ
કમલ નયન મુરતી મુદ મંગળ
સુખમાં દુખમાં સ્મરિયે નિશદિન
તારો ભક્તો હરી ભવફંદ... ... ...મનહર

પ્રિય વાંચનાર ચંદ્રશંકર ભક્તરાજ (ન્યાયસીંહજી ઠાકોરના કાર્યભારી) ની ઓળખાણ તો આગળ પાડેલી છે પણ તેમનો ઇતીહાસ થોડોક જાણવાની જરૂર છે. ચંદ્રશંકરનું વતન જ્ઞાનપુરમાં હતું ત્યાં તેઓ વૈદ્યરાજના નામથી પ્રખ્યાત હતા જ્ઞાનપુર કાન્તીપુરથી ત્રીસેક ગાઉ છેટે હતું ત્યાંથી ઠાકોર સાહેબના તેડાવવાથી અત્રે આવ્યા હતા. ધર્મસીંહજી (ન્યાયસીંહજીના પિતા) જે ક્ષયને પાંડુરોગ

ના ફાંસામાં ફસાયા હતા તે વખતે ડાકટરો વગેરે લાવવામાં આવ્યા હતા પરંતુ તે કોઇથી ધર્મસીંહનું કષ્ટ નિવારણ થ ઇ શકયું નહીં રોગ અને દુખ વધતાં ચાલ્યાં છેવટે ન્યુસપેપરમાં વાંચવાથી ચંદ્રશંકરના દેશી ઔષધ ઉપર શ્રદ્ધા બેઠી ચંદ્રશંકર દેશી વૈદકમાં ઘણાજ હુંશીઆર હતા તેઓએ વૈદકના પુસ્તકો પૈકી ચરક સુશ્રુત સારંગધર ભાવપ્રકાશાદી પુસ્તકોનો અભ્યાસ સારી રીતે કર્યો હતો ધર્મસીંહજીની દવા કરવા માટે તેઓને તેડાવવામાં આવ્યા તેમની સાથે આ વખતે પોતાનાં પત્ની શાન્તીગૌરી તથા પુત્રી સવીતા બન્ને હતાં સવીતા આ વખતે ચારેક વર્ષની હતી. જ્ઞાનપુરમાં પોતાનું સ્થાયીક મકાન નહિ હોવાથી પોતાની જંગમ માલ મીલકત લઇ ચંદ્રશંકર કાન્તીપુર આવ્યા અહીં તેમને એક મકાનમાં ઉતારો આપ્યો. સદ્દગુણી સવીતાને પોતે ત્રણેક વરસની હતી ત્યારથી સુબોધક વારતાઓ વગેરે સંભળાવી ડાહી કીધી હતી તેથી ચંદ્રશંકર વૈદરાજને પુત્રનો અર્થ તે સારતી હતી અર્થાત તેને જોઇ દંપતી સુખી રહેતાં હતા શ્રીહરી કૃપાએ ધર્મ સીંહજીની દવામાં તેઓને યશ પ્રાપ્તી થઇ મહાન રોગ મટયો અને શરીર દિવસે દિવસે સુધરતું ચાલ્યું ન્યાયસીંહજીના આનંદનો પાર રહ્યો નહીં તેઓએ વૈદરાજને એક બંગલો બંધાવી આપ્યો તથા દરેક સાહીત્ય આપી જેથી દિવસે દિવસે વૈદરાજની ખ્યાતી પ્રસારવા લાગી. અને પુષ્કળ પૈસાના માલીક થયા ન્યાયસીંહજીએ રાજવૈદ તરીકે ગણી રૂ ૭૦૦ નો દરમાયો બાંધી આપ્યો ચંદ્રશંકરે મળેલા પૈસાનો ઉપયોગ રૂડી રીતે કરવા માંડયો. દરરોજ લૂલાં લંગડાં ભીખારીઓને

ફરી ફરીને દવાઓ તથા ખાવા પીવા આપવા લાગ્યા અ હો સારા માણુસો પૈસો મળવાથી તેનો કેવો રૂડો ઉપયોગ કરે છે દુનીયામાં શું લઇ જવું છે કંઇ સાથે આવવાનું નથી માત્ર સારપણુ સાથે છે એમ ધારી સજ્જનો બીજાનું ભલુ કરવા દયાખાવા ચુકતા નથી ત્યારે દુષ્ટ દુરજનો બીજાનું બુરૂ કરવા નુકસાન કરવા પોતાના જીવને જોખમમાં નાંખવા ચુકતા નથી. તેઓ બીજાનું ખોટું દેખીને ખુશી થાય છે પરંતુ પરમાત્મા ન્યાયી છે તેઓ તેમને યોગ્ય ઈનસાફ આપે છે હમેશાં ભલુ કરનારનું ભલું થાય છે અને બુરૂ કરનારનુ બુરૂં થાય છે દ્રષ્ટાંત તરીકે કહ્યું છે કે.

### શ્લોક.

**दुर्जन स्वस्त्र भावेन षर कार्यं विनश्यंती**
**नोदर तृपतीमाया मुखको वस्त्र मक्षक**

એક અધર્મી ઉંદર જનમ્યો ત્યારથી બીજાનું બુરૂં કરવા (કપડાં કાપી નાંખવા) ચુકતો નહિ. વિના સ્વાર્થે અ મુલ્ય વસ્ત્રોના ટુકડેટુકડા કરી પોતાના દિલને આનંદ માનતો હતો એમ કરતાં કરતાં ઘણા લોકોને નુકસાન કરવા માંડયું છેવટે લોકો ત્રાસ થઇ તેનાથી મુક્ત થવા ઉપાયો શોધવા લાગ્યા બહુ બહુ રીતે પ્રયત્ન કરવા લાગ્યા પણ એથી દુરજનરૂપ ઉંદર દુર થયો નહિ ત્યારે લોકો તેનાથી દુર થવા માટે ઘર છોડી અન્ય સ્થળે વસવા ગયા ત્યાં પણ દેસી ઉંદર દુર થયો નહીં, હવે લોકો ઉપાય રહીત બની પ્રભુ પ્રત્યે વિનંતી કરવા લાગ્યા, કે તારા વિના અમોને આ સંકટમાંથી મુક્ત કરનાર બીજુ કોઇ નથી

એટલામાં એક જોગીરાજ વગડામાં રહેતા હતા ત્યાં આ-ગળ આ લોકો રહેવા ગયા, કારણ કે ગામમાં તો આ દુર્જન રૂપ ઉંદરે નુકશાન કરી ત્રાસ પમાડ્યો હતો. જોગીરાજ આથી આશ્ચર્ય થયા કે ઉંદરનું એટલું જોર કેટલું કે આમ નુકશાન કરી ગામ છોડાવે હવે આ ઉંદર તો જે વખતે લોકોએ પોતાનાં પોટકાં વગેરે ઉઠાવ્યાં તેજ વેળાથી અંદર પેસી ગયો હતો તેથી લોકોની મહેનત વ્યર્થ ગઈ તેણે તો ત્યાં પણ ધાંધળ મચાવી મુક્યું, હવે આ સ્થળે યોગીરાજ કેટલાએક વર્ષથી એક ઉત્તમ ગ્રંથ લખતા હતા. અને તે ગ્રંથ એટલો સરસ બન્યો હતો કે એક વખત વાંચનાર માણસ મોક્ષ પદને પામે. ઉંદર તો ન જોતો સારૂ કે ન જોતો ખોટું રાત્રી પડી એટલે છાનોમાનો યો-ગીરાજના પુસ્તકના કબાટમાં પેસી ગયો અને સવાર થતાં સુધીમાં તેજ ગ્રંથના ટુકડે ટુકડા કરી નાંખ્યા, સવારે યોગીરાજ ઉઠયા અને જુવે તો ગ્રંથના ટુકડે ટુકડા થ-એલા આ વખતે યોગીરાજને જે દુઃખ ઉત્પન થયું તેનું વર્ણન કરવાને શેષ નાગ પણ થાકી જાય તેનું વૃતાંત લ-ખવાને સરસ્વતી પણ થાકે એ રીતે અસહ્ય દુઃખ પ્રાપ્ત થયું. જોગીરાજનું સંકટ જોઇ લોકો પણ ત્રાસ પામ્યા. દાઝયા ઉપર ડામ જેવું થયું વગડામાં આવ્યાં ત્યાં પણ આ થયું. જોગીરાજે ફળાહાર પણ બંધ કરી મરવા માટે નિશ્ચય કર્યો. ત્યારે પરમ કૃપાળુ પરમેશ્વરને ભક્તનું દુખ સહન થયું નહીં. મિત્રો પ્રભૂ કંઇ જાતે મારવા આવતાં નથી પણ દુર્જનને બરોબર ગુન્હેગાર થતા દેઇ કોઇ અ-ન્ય જનના અગર અન્ય પ્રાણી વડેજ તેનો નાશ કરાવે

છે તે પ્રમાણે ઉંદરનો નાશ કરવાનો ઉપાય કર્યો પ્રભૂ બ્રા-હ્મણનો વેષ ધરી જોગીરાજ પાસે આવ્યા અને તેઓનો અમુલ્ય ગ્રંથ એકજ રાત્રીમાં જેવોને તેવો બનાવી આપ્યો સવારે જોગીરાજ જુવે છે તો ગ્રંથ જેમનો તેમ દીઠો. પણ જો ઉંદર ત્યાં રહે તો ગ્રંથની અને પેલા લોકોના વસ્ત્રોની પાછી તેજ દશા થાય. માટે બધા માણસો પ્રભૂને વિનંતી કરવા લાગ્યા. એવામાં એક મદારી સાપ રમાડવા લઇ ફીદર પોપલાગ્રે ગામમાં જતો હતો તે ત્યાં આવી પ-હોંચ્યો. આ ઠેકાણે માણસોની વસ્તી જોઇને અહિં ખેલ કરવા લાગ્યો. લોકોએ તેને ખાવા પીવા આપ્યું, સાંજ પ-ડી ત્યારે જોગીરાજે હરી કિર્તન કરવા માંડ્યું ત્યારે મદારી ખુશ થઇ ત્યાંજ રહ્યો. આ સરવે માણસો જ્યારે કિર્તન સાંભળવામાં હતા ત્યારે આ ઉંદર અહિં ઉધમ કરવા લા-ગ્યો, દ્રષ્ટાંત તરીકે એક હજામ કોઇ વણીકની હજામત કરવા ગયો ત્યાં હજામત કરી રહ્યો ત્યારે વણીકે પુછ્યું બરોબર હજામત થઇ છેકે કેમ તેથી હજામે માથામાં ટકો રો મારી કહ્યું કે શેઠ સારી થઇ છે આ ટકોરાથી શેઠ ખુશી થઇ હજામને બે રૂપૈઆ આપ્યા. હજામ તો આથી ખુશી થઇ ચાલ્યા કારણ કે બે પૈસાની મહેનતમાં બે રૂ-પીઆ મળ્યા પણ આ બધુંજો પ્રભાવ ટકોરાનો છે જો ટકોરો ન માર્યો હોતે તો વાણીઆભાઇ બે પૈસા ઉપર કંઇ આપત નહી, વાચકો વણીક બહુ ડાહ્યા હોય છે તેઓ દરેક ચિજનો વેપાર કરે છે તેમ અક્કલનો પણ વેપાર કરે છે. તે પ્રમાણે આ હજામને પણ અક્કલ આપી કારણ કે જો તેને પોતેજ કંઇ કહ્યું હોત તો તે વ્યર્થ જાત. માટે

કોઇને કોઇ મળી રહેશે એ વિચારથી બે રૂપીઆ આપ્યા હવે હજામભાઇ એક ગરાસીયા ઠાકોરની હજામત કરવા ગયા ત્યાં હજામત કરી રહ્યા કે તુરત ઠાકોરના માથામાં ટકોરો માર્યો ઠાકોરને રીસ ચઢી તેથી તલવાર કાઢી ઝટ-કો મુક્યો જેથી જમણો હાથ કપાઈ ગયો. હજામ કેટલા-એક રૂપીઆ ખરચી કેટલાક દીવસે મરતો બચ્યો, હાથ ગયો ને ભૂખે મરવા લાગ્યો, અને છેવટે તેજ દ-શામાં આ દુનીયાં છોડી ગયો, તેવી રીતે આ ઉંદર પણ ટકોરા રૂપ ઉદ્યમ કરવા લાગ્યો. દુરજનની હમેશાં ટેવ હો-ય છે કે ખોટુ કૃત્ય કરતાં એક વખત લાભ મળ્યો તો પછી તેવી રીતે કર્યા કરે છે પણ પ્રથમજ વખતે માર પ-ડ્યો તો કાચો દુરજન તરત સમજી જાય છે. હવે ઉંદરે કરંડીયો મદારીનો પડેલો ત્યા જાણ્યું કે આમાં કંઇક હશે એમ ધારી ચોમેર કરંડીયા આસ પાસ ફરવા લાગ્યો આ ઉંદરને બહાર ફરતો જોઈ સર્પ પ્રભૂની ભક્તી કરવા લા ગ્યો કે આ મદારિયે મને બે ત્રણ દિવસથી કંઇ ખવરાવ્યું નથી તેમજ બહાર કાઢ્યો નથી જેથી ભુખે કરંડીયા અં-દર મુઝાઉંછું માટે તારા ઉગારવા વિના ઉગરૂં તેમ નથી મને ખાવા ન આપો તો કરંડીયામાંથી બહારતો કાઢો રામ રામ રામ કહી નિસાસા નાંખવા લાગ્યો રામ નામના પ્રભાવથી પરમ કૃપાળુ પિતાએ તેની અર્જ સાંભળી ઉંદરે ખાવાનું સમજી કરંડિયો કાપ્યો અને જેવો અંદર મોઢું ઘાલે છે તેવોજ સાપ જોઇ રહ્યો હતો તેણે ઉંદર ભાઇને પકડી લીધા અને ગળી ગયો સાપ ધરાઇને કરંડિયામાંથી બહાર નીકળ્યો આથી બધા લોકોની દ્રષ્ટી સાપ ભણી બે

ચાઈ મદારી જુવે તો પોતાનો સાપ ત્યારે આશ્ચર્ય થઇ સ ર્વ પ્રત્યે કહેવા લાગ્યો જોયુ આ કરંડીયો ઉંદરે કાપ્યો. ત્યારે લોકો ઉઠી જોવાગયા ઉંદરે કાપ્યો એમ નકી થયું પાછ ળથી સાપને અકળાતાં જોતાં ખાતરી થઇ કે ઉંદરનો ભક્ષ સાપે કીધો એમાં શક નહિ એક ઉંદરના મરવાથી ઘણા માણુસો સુખી થયા તેમ એક દુર્જનને મારવાથી ઘ ણા જનો સુખી થાય છે દુર્જનો બિજાના ભુંડેજ રાજી થાય છે.

રાગ—

દુરજન દુખીયા પર હિત પેખી
સજ્જન સુખીયા પર સુખ દેખી
દુરજન ઉદમ અવળો કરશે
પણ આખર ઉંદર સમ મરશે

વાચકો ખરી પ્રભુ પ્રિતી વાળો ખરી નીતીવાળો ખ રી કિર્તિવાળો માણુસ આ દુનિયામાં સુખજ ભોગવેછે સારી નીતીવાળા ચંદ્રશંકર પુન્યપ્રતાપથી આનંદમાં દિવસ વ્યતીત કરતા હતા આથી ન્યાયસીંહજીનો નિર્મળ પ્રેમ તેમના ઉ પર શરદ રૂતુની શુકલ પક્ષના ચંદ્રની પેઠે વધવા લાગ્યો. અને બન્ને જણ ખરા પ્યારથી જોડાયા ચદ્રશંકર પોતે દરરોજ કથા કરે છે તેથી ન્યાયસીંહજી દરરોજ સાંભળવા લાગ્યા ન્યાયસીંહજી ખરેજ ન્યાયના સીંહ હતા કારણ તે મના રાજ્યની પ્રજા એટલી બધી સુખી હતી કે તે દરેક નાનું વા મોટું. તેઓને ન્યાયી પિતા તરીકે માનતું હતું સદગુણ સુનીતી અને એક પત્નીવ્રત આ ગુણો તેમનામાં ભુશણ રૂપ હતા હવે ચંદ્રશંકરને સવીતાને પરણાવવી તે

માં મોટું ખરચ કરવા ન્યાયસીહજીએ પુષ્કળ ધન આપ્યું તેમાંથી પોતાના જમાઇ મનહરલાલને બંગલો વગેરે બંધા વી આપ્યો. અને જોઇતો દરેક સાહીત્ય કન્યાદાનમાં આ પી સવીતાને સાસરે વોળાવી આ વખતે તેમને એક પાં ચ વરસનો પુત્ર હતો. પુત્ર ઘણોજ ડાહ્યો દીસતો હતો દીસેજ કારણ કે છોકરામાં હમેશાં બાપના ગુણો આવવા જોઇએ તે પ્રમાણે તેનામાં ચંદ્રશંકરના ગુણો આવેલા હતા ચંદ્રશંકર દરરોજ પાઠશાળા ભણાવવા જતા ત્યાં વિ દ્યાર્થીઓ ઘણી સારી રીતે સંસ્કૃત શીખતા હતા સવી તાને પણ સંસ્કૃત અભ્યાસ કરાવ્યો હતો. ચંદ્રશંક- રને આજે હરી કિર્તન હતું ઠાકોર સાહેબ તથા નટવરલા લ વકીલ તથા છોટાલાલ માસ્તર તથા જાદવલાલ મુસફ એરે પધારેલા હતા. હરી કિર્તન થઇ રહ્યા બાદ ધર્મ સં બંધી દ્રષ્ટાંત ચાલતું હતુ અને સવિતા તથા જાદવલાલ નાં પત્ની લક્ષ્મીગૌરી તથા છોટાલાલનાં પત્ની હીરામણી તથા નટવરલાલનાં પત્ની તારામણી વગેરે પુષ્પોનાં કુંડાં જોતાં જોતાં ચોકમાં આવી ગાવા માંડ્યાં ચોક તથા બં- ગલાને જુજ છેટું હતું, ગાતાં હતાં, તેટલામાં એકદમ ગા- ડી આવી તારામણી તથા હીરામણીને લઇ ચાલી ત્યારે પાછળ દિગમૂઢ બનેલાં સવીતા તથા લક્ષ્મીગૌરી કેટલોક વારે બંગલામાં જઇ બુમ પાડવા લાગ્યાં જેથી સર્વ મંડ- ળ અણધારી આફત આવી સાંભળી એકદમ બંગલામાંથી બહાર આવ્યા અને લક્ષ્મીગૌરી તથા સવીતાને મોઢેથી. બધો હેવાલ સાંભળી લઇ દરેક જણ શોધવા માટે નિકળ્યા. ન્યાયસિંહે કહ્યું ફીકર ન કરો સવાર થતાંજ એ દુષ્ટોને હું

પકડી પાડું છું આપણા રાજ્યની અંદર એ કયાંથી આવ્યા હશે તે બધો પત્તો મેળવું છું. નટવરલાલભાઇ આપ આજેજ ન્યુસમાં છપાવો આ રીતે ન્યાયસીંહજીએ સરવેને શાન્તી આપી ઘોડા ઉપર બેસી એકલાજ શોધને માટે નીકળી પડયા કારણ કે આ રાજ્યમાં આજ સુધી એવું કાવતરૂં યા ચોરી લુંટ વગેરે કશું થયું નહોતું છતાં આજે કોના તરફથી બન્યું વગેરે વિચારોમાં ગરકાવ થયેલા ન્યાયસિંહ કાન્તીપુર ચોમેર થોડીજ વારમાં ફરી ચુકયા, આ વખતે થોડું થોડું અજવાળું થયેલું હતું અજવાળાની મદદથી ગાડીની વાટ માલુમ પડી તે આધારે ઘોડો દોડાવ્યો જે જે માણસ સામું મળતું ગયું તેને સાથે લેતા ચાલ્યા એટલામાં એક લાસ જોવામાં આવી. આ લાસને જોતાં ન્યાયી રાજાના હૃદયમાં ક્રોધનો પાર રહ્યો નહિ, અહા આ તો છોટાલાલનાં પત્ની હીરામણીનીજ લાસ છે, અરે આ નિરપરાધી બાઇને મારવાનું કયા દુષ્ટ કરપીણે માથે લીધું હશે. ઇશ્વરેચ્છા હવે આ ઠેકાણે શોક કરી ઊભા રહેવાનો વખત નથી, એમ ધારી થોડાંક ડગલાં આગળ ગયા નહિ ત્યાં તો બીજી પણ બે લાસો થોડા થોડા અંતરે પડેલી દીઠી અને તેને ફેરવતો એક માણસ જોયો. ફેરવનારો માણસ બહારવટીઆમાંનો જીવતો રહેલો કુરસીંહ હતો તે મનહરલાલની પાસે તારામણીને મુકી મુડદાં પાસે કંઇ રહ્યું હોય તો હું લઇલઉં એ ઇરાદાથી ઉતાવળો આવી લાસોને તપાસતો હતો તે ન્યાયી ઠાકોરના પંઝામાં સપડાઇ ગયો. આ વખતે તેની પાસે એક તલવાર સીવાય બીજું કંઇ હતું નહિ ઠાકોર પાસે તલવાર બંદુક વગેરે હતું, ફસાયે-

સો કુરસિંહ મરણીયો થઇ ઠાકોર સામો થયો અને ઘોડાને એકજ ઘાથી પુરો કર્યો, ઠાકોરશ્રી તેને ઘા કરે તે અગાઉ બીજો ઘા તેણે તેમનાજ ઉપર કર્યો પ્રિય વાચકો આ ઘાતકી કુરસીંહના એકજ ઘાથી ઠાકોરશ્રીનું શીર ધડથી જુદું થઇ જાત પણ પાછળથી એક માણસે તે પોતાની તલવાર ઉપર ઝીલી લઇ એક ઘા કુરસીંહ ઉપર એવો તો જોરથી કર્યો કે તલવારવાળો હાથ જુદો થઇ પૃથ્વી ઉપર પડયો અને કુરસિંહ બેશુદ્ધ થઇ પૃથ્વી ઉપર પડતાંની સાથે ભયંકર ચીસ પાડી ઉઠયો પણ ન્યાયસિંહ ઠાકોર સાહેબે તેને જોરથી ધકકો મારી નીચે પાડી દીધો. કદાચ ઠાકોરને તે શીરછને મારી નાંખવો હોત તો હવે એકજ ઘાથી મારી નાંખતે પરંતુ મરતાને ન મારવો એ ઇરાદાથી જીવતોજ બાંધી લેવરાવ્યો, દુષ્ટ બહારવટીયાની ભયંકર ચીસથી ચંદ્રશંકર વગેરે ત્યાં આવી પહોંચ્યા તેઓ પણ ન્યાયસિંહના જવા કેડે ઘોડેસ્વાર થઇ નીકળી પડયા હતા, પછી કુરસિંહને મજબુત બાંધી લઇ ન્યાયમંદીરમાં લઇ જવા માટે તૈયાર થયા. મિત્રો હવે આપણે ઠાકોરશ્રીને બચાવનાર કુરસિંહનો હાથ કાપી નાંખનાર જોખમ ખેડી તલવાર ઉપર ઘા પકડી લેનાર કોણ માણસ હતો તે જાણવાની જરૂર છે તે માણસ તારામણીના પતી નટવરલાલ વકીલ હતા, તેઓએ કસરત કરી શરીરને ખુબ કસેલું હતું તેથી આજે પોતાના ન્યાયી રાજાનું શરીર સાચવવા બચાવવા શક્તીમાન થયા. આથી ઠાકોરશ્રી તેમના ઉપર અત્યંત ખુશી થયા. હવે કુરસિંહને ન્યાયમંદીરમાં લઇ જઇ તેની જુબાની લેવા માંડી.

આ વખતે સવારના ૯ નવ વાગ્યા હતા સૂર્યનારાયણ પોતાનો પ્રકાશ બતાવવા પૂર્વ તરફથી વધ્યા કરતા હતા. પુરવાસીઓ તારામણીના હરણથી અને હીરામણીના મરણ થી ખિન્ન થઇ ઉદાસ ચ્હેરે હીરામણીના પવીત્ર શબને સમશાન ભુમીમા રામનામ શબ્દથી લઇ ગયા તેમાં ન્યાયસિંહજી જાદવલાલ ચંદ્રશંકર નટવરલાલ તથા છોટાલાલ માસ્તર પણ હતા, સરવેને તારામણીનું હરણ અને હીરામણીનું મરણ ઘણુંજ દુઃખકર લાગ્યું.

---

શ્રી હરી.

## પ્રકરણ ૫ મું.

સાર્દુળ વિક્રીડીત

શામાઓ શુભ ગૂણ વાળિ મળતાં સંસાર ચાલે સૂખે
દુર્ગુણી મળતાં પતી તરૂણિના દાડા વિતે છે દુખે
કર્ત્તાએ પણ સર્વને સમજવા જોડે કિધાં સાધનો
સ્ત્રીમાં સુખ દુખ સર્વ સરખાં માટે ગણો માજનો.

" સવિતાનું એકાએક આગમન અને મનહરલાલનું તારામણી પ્રત્યે નમન "

મનહરલાલ તારામણીને છુટી કરવા વિચાર કરી બંધ હોલ તરફ જતો હતો તેવામાં નવીન વિચાર સુઝી આવ્યો. ભ્રમણામાં પેરાયો હાલ મુકત કરવી તે ઠીક કે બે દીવસ પછી મુકત કરવી. હા હા બરોબર એના કહેવા પ્રમાણે આજે તેને બોલાવવી પછી તે કહે તેમ કરવું કારણ તેણે કહ્યા પ્રમાણે મુદત થઇ છે તેથી હરકત નથી એ

મ વિચારી છુટી કરવાનો વિચાર મુલતવી રાખી કામી મ નહરલાલ તારામણીના કેદખાના તરફ આવ્યો. પણ તે સ ઘળું નિષ્ફળ થયું નિરાશા દેવીએ અધિકાર વાપર્યો. દુષ્ટ વિચારોને સત્યના દોરડથી બાંધી લીધા અને તે એવા તો અટકાવી દિધા કે મનહરલાલ જેવો ઉછરંગો અધમ માણુ સ પણ થોડીક વાર સ્તબ્ધ ઉભો એટલામાં કંઇક આભા સ થયો તરંગી મનહરલાલ એકદમ ભયભીત બન્યો નીચું જોઇ રહ્યો પણ તે સઘળું ઘણીવાર સુધી ટકી શકયુ નહિ નવીતાએ કહ્યું વ્હાલા શાને શરમાઓ છો. શરમાવું કોને પડે છે દુષ્કૃત્ય કરનારને શરમાવું પડે છે આપ એવા ન થી એ હું સમજું છું આપ કુલીનના પુત્ર છો આપ ગુ ણવાળા છો આપ સમજણા છો અને જ્યારે સમજણા શ રમાય ત્યારે કંઇ દુષ્કૃત્ય કરેલું હોવું જોઇએ પ્યારા પતી દરેક માણુસની ભૂલ થાય છે. માટે જો આપની કંઇ ભૂલ થઇ હોય તો તે મને દાસીને વિદીત કરવા કૃપા કરો જે થી હું શ્રી હરીને વિનંતી કરી મારાથી બનતા ઉપાયે આ પની ભૂલ ટાળવા કૃતાર્થ બનીશ પ્યારા પણ તેવી ભૂલ આપનામાં આવે તેવી નથી પછી શરમાવાનુ કારણ નથી માત્ર દુષ્ટ કામી નરો અધમ હોઇ સજ્જનોથી શરમાય છે વ્યસની નરો વ્યસન નહિ કરનારને જોઇ શરમાય છે બિ ડી પિનારા બિડી નહીં પિનારને જોઇ શરમાય છે તમાકુ ખાનાર વચ્ચે થુંકવાથી કોઇને માઠું લાગ્યુ હશે ધારી શર માય છે લંપટો પોતાનું કૃત્ય કોઇએ દેખ્યું હશે ધારી શ રમાય છે અજ્ઞાનીઓ જ્ઞાનીને જોઇ શરમાય છે જુઠા વેષ ધારીઓ સાચાને જોઇ શરમાય છે. ખળો સાધુને જોઇ શ

રમાય છે સતી સ્ત્રીઓ પરપુરૂષને જોઇ શરમાય છે સદ્ગુણી પુરૂષો પરસ્ત્રીને જોઇ શરમાય છે. ત્યારે આપતો વિરક્ત છો છતાં શા માટે શરમાવું પડે હજી વ્હાલા મ્હારે તો શરમાવું પડે કે હું વગર તેડાવે વગર આમંત્રણે આપની પાસે આવવા ઇચ્છા કરી પણ આપતો સ્વતંત્ર છો આપને કોઇ જાતનો ભય નથી પછી શાને શરમાવું પડે આપ મને જે હુકમ કરો તે શીરે ચઢાવું છું જરા પણ નહિ શરમાતાં વ્હાલા આ ઉત્તમ પુસ્તકમાંનુ દૃષ્ટાંત વાંચો અને આ આપની દાસીને સમજાવો દ્રષ્ટાંત નીચે પ્રમાણે હતું.

**મનહરલાલ**—એ ચાર પાનાં ફેરવી મને આ પુસ્તક ઉપર શ્રીહરી નામ લખ્યું છે તે ગોઠતું નથી. એથી શું થવાનું હું તારો ત્યાગ કરૂંછું આથીજ તો મોજ શોખનું દ્રષ્ટાંત હોય તો વાંચુ (અંદરખાનેથી સવીતા આવી તે ઠીક થયું અને તે જે કહે તે માનવું છુટયા પછી થઇ પડશે. પણ બહારથી તેને હું ડરૂંછું એમ જણાવવું નહિ ધારી) મને આજે ઠીક નથી તો જરા તું વાંચી સંભળાવ. દુષ્ટજનો સજ્જનોનું બોલવું ખરૂં છે કે ખોટું તે સમજે છે ખરા પણ અભીમાનની જાળમાં ફસાઇ મોઢેથી ખરૂં કહેતા નથી કારણ કે જો મોઢેથી સારૂં કહીયે તો આપણા કરતાં તે ચઢીયાતા ગણાય દ્રષ્ટાંત તરીકે નરસિંહમહેતો કુંવરબાઇનું મામેરૂં કરવા ગયા ત્યારે કુંવરબાઇનાં સાસરીયાંએ પરમ ભક્ત નરસૈયાને ન્હાવા માટે ઉષ્ણોદક આપ્યું. જે એટલું તો ગરમ હતું કે તેમાં અનાજ

દાણો નાંખતાં વેંત ચઢી જાય. નરસિંહમહેતો આ ઉકળતું આંધણ સમાન પાણી જોઇ વેવાણ પાસે થંડું પાણી માગ્યું ત્યારે જવાબ દેવામાં આવ્યો કે જેને શામળિયો સ્હાય છે તેને થંડા પાણીની શી જરૂર છે વરસાદ વરસાવો એટલે થંડું થશે આ વખતે કુંવરબાઇનાં સાસરિયાં તરફનાં કેટલાંક માણુસો ઉભાં હતાં મહેતાએ શ્રીહરીને વિનંતી કરી મલ્હાર શરૂ કર્યો જે થી થોડીકવારમાં મુશળધાર વરસાદ વરસવા માંડ્યો, વરસાદ એટલો તો વરસ્યો કે વરસાદ બંધ કરાવવાની ફરજ પડી મહેતાને કરગરી કુંવરબાઇનાં અભિમાની સાસરિયાંએ વરસાદ બંધ કરાવ્યો પણ પાછળથી કહ્યું કે એવાં માવઠાં તો ઘણીક વખત થાય છે એમાં કાંઇ મહેતાનું ભક્તિનું સત્ય નથી. વાચકો આ અભિમાની જનો એમ નહોતા સમજતા કે મહેતાની ખરી ટેકથીજ ખરી ભક્તીથીજ વરસાદ વરસ્યો છે જાણતા તો હતાજ પણ મોઢેથી ખરૂં કહેવું નથી. એ દુરજનોનો સ્વભાવ છે, સવીતા દ્રષ્ટાંત વાંચી સંભળાવા લાગી. એક શ્રીમંત કુટુંબનો સુંદરલાલ નામે છોકરો હતો. તેનાં માબાપ પૈસેટકે ઘણાંજ સુખી હતાં તેવાં ગુણોમાં પણ સદગુણી તથા પ્રમાણીક હતાં, તેઓને પેટે સુંદરલાલ સિવાય બીજુ કોઇ છોકરૂં ન હતું જે થી સુંદરલાલ ઉપર સંપુર્ણ પ્રીતી રાખી તેને જે જોઇએ તે આપવા ચુકતાં નહિં, તેઓ અહરનીશ સવારે ઉઠી નાહીધોઇ દેવદર્શન કરી કેટલોક વખત પ્રભુ કીર્તન કર્યા બાદ જમતાં હતાં, દિવસે દિવસે સુંદરલા-

લ મોટો થતો ગયો તેમ તેમ તેના પિતા તેને માટે જોઇતી સવડો પૈકી ભણાવવા ગણાવવામાં સંપુર્ણ પૈસો ખરચવા લાગ્યા. સુંદરલાલ બાર વરસનો થયો ત્યારે તેનું લગ્ન કર્યું પિતા એમ સમજતા હતા કે મોટી ઉમરે લગ્ન કરવાથી ત્યાં સુધીમાં સુંદરલાલ ભણી ગણી હુંશીઆર થાય. પણ તેવું કશું બન્યું નહિ પિતાની મહેનત બધી વ્યર્થ ગઇ. સુંદરલાલ માત્ર કેટલું ભણ્યો કે વ્યભીચારી છોકરાઓની સોબત કરવી. ધર્મનો ત્યાગ કરવો વગેરે ભણ્યો તેને દરરોજ વાપરવા માટે જે જે રકમ આપવામાં આવતી તેનો ઉપયોગ જુગાર ખેલવામાં નાચ જોવામાં તથા વ્યભીચાર કરવામાં તથા વ્યસન કરવામાં કરવા લાગ્યો. આ સઘળું ગુહ્ય રીતે થવાથી પીતાને તેના અવગુણોની ખબર પડી નહી. સુંદરલાલની સ્ત્રી ગુણસુંદરી ઘણીજ સુશીલ હતી તે ખાનદાન તથા સદગુણી કુટુંબની હોવાથી સર્વ માણસોમાં સ્નેહ સંપાદન કરી મહતા મેળવવાનાં સાધનો જાણતી હતી તે રૂપે જેવી સુંદર હતી તેવી ગુણોમાં પણ ચઢીયાતી હતી જેથી સાસુ સસરાની બરોબર સેવા ઉઠાવતી તથા તેઓનું કહેવું જરાપણ ઉથાપન કરતી ન હતી. તે કુટુંબના દરેક માણસને ઘણીજ સ્નેહથી તથા માનથી બોલાવતી ગ્રહકાર્યમાં તે ચતુર હતી. ભક્તીમાં પણ તે ઘણી ઉત્સુક હતી. તેનામાં પતીવ્રતા સ્ત્રીના ઉત્તમ ગુણો અભૂષણ રૂપે શોભા આપતા હતા તે ગુજરાતી ભણેલી હતી જેથી રામકથાનો અભ્યાસ સા

રી રીતે કર્યો હતો. અને તેમાંની રૂખીપતિ અનુ- સુયાએ સિતાજી પ્રત્યે કહેલી દ્રષ્ટાંતરૂપ તુલશીદાસ- જીની બનાવેલી ચોપાઇઓ બરોબર યાદ રાખી વારં- વાર ગોખતી.

ચોપાઈ.

વૃદ્ધ રોગ વશ જડ ધન હીના,
અંધ બધીર ક્રોધી અતિ દીના;
એસેઉ પતિ કર કીય-અપમાના,
નાહિ પાપ યમપુર દુખ નાના.

અર્થાત વૃદ્ધ રોગી મુર્ખ નિર્ધન આંધળો બહેરો ક્રોધી રંક એવા પતીનો પણ જે સ્ત્રી અનાદર કરે છે તે સ્ત્રી યમલોકમાં પણ અત્યંત દુખ ભોગવે છે. આ ચોપાઇ તે દિવસમાં બે ચાર વખત યાદ કરતી અને પોતાના પતીને સુખી રાખવા પ્રયાસ કરતી તેને પણ એમ ખબર નહોતી કે પોતાનો પ્રીય પતી દુષ્ટ સોબતો કરી અધર્મ મારગે પ્ર વર્ત થયો છે તેને એમ ખબર નહોતી કે પોતાનો વ્હાલો પતી. અધમ મિત્રોની સોબતમાં લીન થયો છે તેને એમ ખબર નહોતી કે પોતાનો પતી પિતાનું દ્રવ્ય ધુર્ત સ્ત્રીઓ ને આપી દેછે ભોળી તારૂણી શું જાણે તેણે તો પોતાના પિતાને ત્યાં ભક્તી સિવાય કશું જાણ્યું નહોતું. પછી સ્વા મી શું કરે છે તે અનુભવ વગર શી રીતે જાણી શકે કુછંદી સુંદરલાલ પાસે મિત્રો પૈકી કામીલાલ ક્રોધીશંકર લોભીલાલ મોહસીંહ માયાચંદ તથા અભીમાનદાસ વગેરે દ્રવ્ય હરણને માટે મિત્રાઇ કરી રહ્યા કુછંદી સુંદરલાલે. તે ઓને એટલાતો સ્વતંત્ર બનાવી દીધા કે પોતાને પણ તે

ઓનો ગુલામ રૂપ થવા વખત આવી. પોતાનું ખરચ દર રોજનું પચાસ રૂપીઆનું થઇ પડ્યું અને વળી મિત્રોને જોઇએ તે જુદું ગુણસુંદરી ઘણીજ શાણી હતી તે થોડે થોડે પતીની કુટીલ વર્તણુકથી માહીતગાર થઈ ઘણી એક શીખામણ દેવા લાગી પણ લંપટ પતીને ગુણસુંદરીનો આ મુલ્ય બોધ જરાપણ લાગ્યો નહિ અને દિન પ્રતીદીન વધારે વધારે બગડવા લાગ્યો જ્યારે પૈસા વધુ ખરચવા તથા મોજ શોખ ઉડાવવા લાગ્યો ત્યારે કુટીલ મિત્રોનો વધારો થવા લાગ્યો અને જ્યારે આવા કુટીલ બાઇબંધો પાસેને પાસે રહેવા લાગ્યા ત્યારે સુંદરલાલ ઘરમાં ખાવા પણ કવચીતજ જવા લાગ્યો બજારબાર મિઠાઇ મેવા વગેરે લાવી ખાવા લાગ્યા દિવસે દિવસે પૈસો ઓછો થવા લાગ્યો અંતર્મા મીત્રો બધું ખાઇ જઇ પ્રફુલીત થયા કામી મિત્રો કામ વિકારને રસ્તે ચઢાવવા લાગ્યા ત્યારે વ્યસની મિત્રો વ્યસનનેજ રસ્તે લઇ જવા લાગ્યા. આથી તેઓ દરેક વ્યસનના અધિકારી ગણાઇ દુષ્ટ રૂપ ઉત્તમ પદીને પામ્યા, બધા દુર્ગુણી મિત્રોની બેઠક એક દીવાનખાનું હતું તેમાં રાખી હતી એક વખત બધા કુછંદીઓ જુગાર ખેલવા લાગ્યા એટલામાં એક જણે બીડી માગી તેથી સુંદરલાલે ગજવામાંથી દશ રૂપીઆની નોટ કાઢી આપી કહ્યું કે લ્યો એમાં તંબાકુ નાંખી પીયો ખુવારી કરનાર ગરજના જ્યાર મિત્ર તે ખુશીની સાથે પી ગયા. પણ આ મિત્રોની યારી ઘણા વખત ટકી નહિ. દિવસે દિવસે લક્ષ્મીબાઇ રિસાઇ ગયાં અને દારિદ્રદેવીએ પગ પેસારો કર્યો, ગુણસુંદરિએ વિચાર્યું કે પતી મારૂં કહેલું માનતા નથી

અને દિવસે દિવસે દુષ્ટ મિત્રોના સંગે દુષ્કૃતમાં ફસાતા જાય છે ત્યારે આ વાત છાની રાખવામાં સાર નથી એમ ધારી પોતાની સાસુ લક્ષ્મીબાઇને આ વાત કરી લક્ષ્મીબાઇએ પોતાના પતી આત્મારામને ગુણસુંદરીનું કહેલું વૃતાંત કહી સંભળાવ્યું ત્યારે પિતાએ પુત્રને પોતાની પાસે તેડાવ્યો અને કુલીનને પુત્રો કેવા જોઇએ તથા સદ્‌ગુણી પુત્રોએ માબાપ પ્રત્યે તથા દુનિયામાં કેવી રીતે વર્તવું જોઇએ વગેરેનું એક દ્રષ્ટાંત કહેવા માંડ્યું એક કોઇ ગરીબ માબાપનો છોકરો હતો તેની નાની ( પાંચ વરસની ) ઉમરમાં તેનો ગરીબ બાપ મરણ પામ્યો એકની એક ગરીબ મા તે બિચારી સંકટ પાળવા લાગી પોતાની પાસે ખાવા જેટલો પૈસો પણ હતો નહિ છોકરો દિવસે દિવસે મોટો થયો તેમ તેમ પોતને માટે પોતાની માને કેટલું વેઠવું પડે છે તેની સમજ પડવા માંડી. તેથી એક વખત માની આજ્ઞા લઇ ઉદ્યોગ અર્થે પરગામ જવા વિચાર કર્યો પરંતુ માએ એકનાએક છોકરાને પરગામ મોકલવા યોગ્ય લાગ્યું નહિ, તોપણ ચક્ષુમાં આંસુ લાવી કહ્યું બેટા આજ સુધી મેં રેંટીયો કાંતીને પણ આપણું બન્નેનું પેટ ભર્યું પણ હવે મારા હાથ ચાલતા નથી, તોપણ તને પરગામ મોકલવા કરતાં આ દેહનો ત્યાગ કરવો મને યોગ્ય લાગે છે.

**છોકરો**—માતુશ્રી આ વચનો આપને વદવાં યોગ્ય નથી. કારણ કે મારૂં હૃદય ઉભરાઇ જાય છે આપની આંખમાં અશ્રુ જોઇ મ્હારી છાતી ફાટી જાય છે. મને ઉછેરી મોટો કર્યો તેનો બદલો વાળવા પરદેશ જવા સીવાય બીજો ઉપાય નથી કહેવત છે કે "પુરૂષનું

નસીબ પ્રગણા એથે " તો આ કહેવત હું અજમાવી જોઉં, માતાજી આજ્ઞા આપો આજ્ઞા આપો. આટલું કહી માબાપની આજ્ઞાને આધીન થનારો સેવા ઉઠાવનારો દિનપુત્ર હુકમની રાહ જોઇ રહ્યો. છેવટે માએ રડતે ચેહેરે જવાબ દીધો બેટા સુખ દુઃખ સરવેને માથે આવે છે એ ન્યાયથી સંકટ સમયમાં એમ વિચારી પાસે રહેવુંજ ઉચીત છે.

છોકરો—માતુશ્રી હું આપની આજ્ઞાનું ઉલંઘન કરતો નથી પણ કદાચ તમારી ઇચ્છા હોય તો તમને સાથે લઇ અન્ય સ્થળે રહેવા જઇએ કારણ કે કુટુંબમાં માગવા જવું તે કરતાં દેહ ત્યાગ કરવો ઉત્તમ છે, પંડિતોએ કહ્યું છે કે કુટુંબમાં નિર્ધન અવસ્થાએ વસવા કરતાં આ પ્રમાણે વસવું યોગ્ય છે. તે કેવું કે.

શ્લોક

वरं वनं व्याघ्र गजेन्द्र सेवितं
द्रुमालये पत्र फलाम्बु सेवनं ।
तृणेषु शय्या शत् जीर्ण वल्कलं
नबन्धु मध्ये धन हीन जीवीतं ।

અર્થાત વાઘ હાથી વગેરે દુષ્ટ જનાવરો રહે એવા વનમાં રહેવું ત્યાં પત્ર ફળ વગેરે ખાઇ રહેવું તથા ત્યાં ઘાસ ઉપર સુઇ રહેવું વળી ઠેકાણે ફાટેલાં જુનાં વસ્ત્રો પહેરી ત્યાં રહેવું સારૂં છે પણ કુટુંબમાં ગરીબસ્થીતીમાં પૈસા વગર રાંક પેઠે રહેવું તેના કરતાં ન જીવવું હજાર દરજ્જે

સારૂં છે. પણ તેવી સ્થીતીમાં રહેવું નહિં માટે માતુશ્રી અ હીંથી પરદેશ જવું એજ શ્રેષ્ટ છે.

વળી મેં સાંભળ્યું છે કે માગવું તે બુરામાં બુરૂ છે ઉદ્યોગથીજ મેળવવું તેમાંજ શ્રેય છે. દ્રષ્ટાંત તરીકે કોઇ એક ધર્માત્મા રાજા હશે તે દરરોજ સવારના પહોરમાં ભા ટ ચારણ વિપ્ર વગેરેને દાન આપતા પણ જે માગે તેને ન આપતા તે એમ સમજતા કે આળસુ ને ઉતેજન આ પવાથી આળસની વૃદ્ધિ થાય છે અને ઉદ્યોગનો નાશ થા ય છે કહ્યું છે કે.

## શ્લોક.

**આલસ્યંહી મનુષ્યાણામ્ શરીરસ્થો મહારિપુ**

માટે એવો આળસ રૂપ શત્રુ તેનો ત્યાગ કરવાથી ઉદ્યોગ વધે છે હવે એક દિવસે એક છોકરો બપોરના બાર વાગે માગવા ગયો આ રાજા તો બપોરે એટલે સવારના દશ વાગ્યા પછી માગવા આવે તેને તો આપતાજ નથી અને માગનાર માણસને હર કોઇ સધુદ્યોગે વળગાડે છે તેથી આ છોકરાને પણ કહ્યું કે ભાઈ માગનારને હું આપતો નથી માગેલું દાન આપવામાં ફળ પ્રાપ્ત થતુ નથી માટે કોઇપણ નોકરીમાં વળગાડું ઇચ્છા હોય તો પોસ્ટમેનની અગર હવાલદારની બેમાથી એક નોકરી પસંદ કર ત્યારે છોકરાએ કહ્યું નોકરી એ તો હ- લકામાં હલકું કામ છે અને માગવું એ અમારા બાપદાદા નો ધંધો છે માટે નોકરી તો મ્હારે કરવી નથી. ત્યારે ક- હે જા ભાઇ તને એક રૂપીઓ આપીશ તું આ હવાલદાર ની નોકરી કરે એવો કોઇ હલકો માણસ શોધી લાવ બે-

લો છોકરો રૂપૈઆની આશાએ ચાલ્યો પ્રથમ એક વાણિ-
યાની દુકાને ગયો કારણ કે પોતે સમજતો માગવા કરતાં
તેનો ધંધો નીચો છે ત્યાં જઇ ઉભો ત્યારે વાણીયો તેના
છોકરાને નામું શીખવતો હતો છોકરાને ન આવડવા માં-
ડયું. ત્યારે કહે કે કુંભારનું કર તારાથી આ થઇ શકે તેનું
નથી ત્યારે કુંભારનો ધંધો નીચો છે. ધારી ત્યાં ગયો કું-
ભારે પણ પોતાના છોકરાને ન આવડવાથી કહ્યું કે હજા-
મત કરી ખા ત્યારે પેલો છોકરો હજામને ત્યાં ગયો ત્યારે
હજામે પોતાના છોકરાને કામ ન આવડવાથી કહ્યું કે જા
તને આ ધંધો નહિ આવડે સૌથી સ્હેલો ધંધો માગવાનો
છે તે કરી ખા ત્યારે છોકરો સમજ્યો કે સૌથી નીચો ધં
ધો મારો છે માટે આ ધંધો ત્યાગ કરી હુંજ નોકરી રહું
એમ ધારી રાજાને જઇ કહ્યુ કે મનેજ નોકરી આપો કેમ
કે મારાથી હલકો ધંધો બીજો કોઇનો નથી ત્યારે રાજાએ
તેને હવાલદારની નહિ પણ ઉત્તમ નોકરી આપી અને એ
ઉદ્યોગથી પોતે યોગ્યતાને પામ્યો તેમ માગવું એ મને
બિલકુલ પસંદ નથી.

માતાએ કહ્યું દિકરા બરોબર છે હવે મને પણ નક્કી
થયું માટે કાલેજ• અહિંથી જઇએ. બીજે દીવસે બન્ને
જણ ચાલી નીકળ્યાં પણ ઘર છોડવું એનાથી બીજું મ-
હાન સંકટ કંઇએ નથી પરંતુ ઉપાય રહીત બનેલાં માતું
પુત્ર રડતી આંખે ઘર બ્હાર નિકળી ચાલ્યાં રસ્તે ચાલતાં
પુત્ર તો એનાએજ વિચારમાં છે કે હું શું રીત કરૂં કે જે
થી માતા સુખ પામે આ દુનિયામાં માબાપનો ઉપકાર કો
ઇથી પાછો વાળી શકાતો નથી તેમાં માતાના ઉપકારની

અત્રેથી છે હે માતુ તમારા ઉપકારનો બદલો હું શી રીતે વાળી શકું માતુ તમારાથી ભુખે ચાલી શકાતું નથી માટે મારી સ્કંધ ઉપર બેસો માતુ કહે દીકરા જરા વિશ્રામ લ્યો આ આંબાનું પરોપકારી વૃક્ષ છે ત્યાં આગળ બન્ને બેઠાં.

રાગ પીલુ.

માત પિતા ની સેવ ઉઠાવી સદ્‌ગુણી પુત્ર વસે સુખમાંહી. મા.
સંકટ વેઠી સઘ ઉછેરે, એ ઉપકાર ભુલાય શું સાહી. માત.

સુત કારણ નીજ કાય વિદારે
કડવી વસ્તુ મિઠી કરી ખાહી. માત
સુત સુખ માટે શ્રી હરિ પાસે
અર્જ કરે નીશદીન પડિ પાદિ. માત

દુખી માતુશ્રી થાક લાગવાથી ઉંઘી ગયાં. નિહાળી સદ્‌ગુણી પુત્ર આમ્રવૃક્ષ સામી દ્રષ્ટી કરી ઉપકારી વૃક્ષની તારીફ કરવા લાગ્યો હે પરોપકારી વૃક્ષ તેં મારી માતુશ્રીનો થાક નિવારી સુખી કર્યાં. તે ઉપકારનો બદલો હું શી રીતે વાળી શકીશ અહો આમ્રવૃક્ષ કેટલું પરોપકારી છે. કે પોતે તડકો છાંયડો વેઠી પોતાની છાયાથી સર્વેને શાન્તી પમાડે છે. હે પ્રભૂ આ બદલો હું અનાથ પામરપ્રાણી શી રીતે આપી શકું. હાલ પણ એટલું તો કરવુંજ જોઇએ કે થોડુંક પાણીનો આંબાના થડે રેડવુંજ જોઇએ. એમ ધારી જોડે તળાવમાં પાણી હતું ત્યાં પાણી લેવા ગયો તળાવમાં કમળ પુષ્પ ઘણાં સુંદર નિહાળી જરા વાર ત્યાં થોભ્યો પોતે બે દીવસનો ભૂખ્યો છે છતાં બીલકુલ ખીન્ન દેખાતો નથી માત્ર માતુશ્રીના ભૂખની ચિંતા કરતો ઉભો ઉભો કમળ નિહાળતો પરોપકારી આમ્રવૃક્ષને પાણી પાવા

વિચાર કરતો વારંવાર પરમ કૃપાળુ જગત પિતાનું ધ્યાન ધરતો પોતાની માતુશ્રી વાસ્તે ખાવાનું ક્યાંથી લાવવું વગેરેનું સ્મરણ કરતો તળાવમાંથી જળ ભરી ચાલ્યો અને આમ્રવૃક્ષે રહ્યું માતુશ્રી જાગ્યાં છોકરો કહે પ્રીય માતુશ્રી આ જળ થોડુક પી લ્યો. ખાવાતો કંઈ નથી એમ કહી (છોકરાનું નામ ચંદ્ર હતું) ચંદ્રે ચક્ષુમાંથી અશ્રુ પાડવા માંડ્યાં આહા. જે છોકરો આમ્રવૃક્ષનો પણ પોતાથી બનતો ઉપકાર ન ચુક્યો તો પછી પોતાની પ્રીય જનુની વ્હાલી માતુશ્રી તેને કેમ ભુલે શું એટલા જળથી આંબો ધરાયો શું એટલાજ જળથી આંબાનું પોષણ થયું પણ નહીં નહિ સજ્જનો સદ્ગુણી હોય પોતાથી બને તેટલો પણ બદલો વાળવા ચુકતા નથી એ તેમની સ્વાભાવીક ટેવ છે ચંદ્રના રડવાથી માતુશ્રીનું નામ સુનંદા હતું તે પણ રડવા લાગ્યાં પુત્રને છાતી સરખો ચાંપી લાડથી ચુંબન કરી વ્હાલા પુત્ર આફતના વખતમાં તું પોતે ભુખ્યો છે તે સંભારતો નથી અને મારા દુઃખને રડે છે ધન્ય છે દિકરા સુખ દુખ તો મનુષ્યનેજ માથે આવે છે પણ આજે મને તારા એકથી સો પુત્ર જેટલો આનંદ થયો છે શાસ્ત્રમાં કહ્યુંછે કે

### શ્લોક.

**वरेको गुणी पुत्रो नच मुर्ख शतान्यपी**
**एकश्च दस्त मोहन्ती नच तारा गणोपिच**

અર્થાત—સો પુત્ર મુર્ખ કરતાં એક ગુણવાન પુત્ર ઠીક કેવી રીતે કે એક શશીતમ નામ અંધારાને હણે છે પણ ઘણા તારાઓ મળતાં અંધાર ટાળી શકતા નથી માટે

હે ગુણી પુત્ર હે કુળ ઉધ્ધારક દિકરા તેં તારી ખરી ફરજ બજાવી છે.

ચંદ્ર—માતુશ્રી મારી વ્હાલી માતુશ્રી હું રંક પુત્ર તમારા અમુલ્ય ઉપકારની કિમત કોઇ રીતે આપી શકું તેમ નથી. હું રૂણી તમારૂં રૂણ ક્યારે કાઢી શકીશ.

એટલામાં આમ્ર વૃક્ષ ઉપરથી એક પાકી કેરી પડે છે કેરી પડી જોઇ માતા તથા પુત્ર છેટે જઈ બેસે છે કારણ કે તેનો માલીક આવે તો લઢે કદાચ માલીક ન આવે તો પારકી ચીજ ઉઠાવ્યા બદલ પ્રભુનાં ગુન્હેગાર તો થવુંજ પડે વાચકો જોઇ ટેક ત્રણ દિવસની લાંઘણો થએલા છે છતાં પ્રભૂના ગુન્હેગાર થવાના ડરથી કેરીને અડકયા વગર દુર જઇ બેઠાં જોઇ ભક્તી જોઇ સત્યતા જેનામાં આ ગુ-ણો નથી તે પાપી સમજવો.

આ સઘળી બીના આંબાનો માલીક ચોકક છેટે એક ઝાડ ઓથે સંતાઇ રહ્યો હતો તેણે જોઇ પ્રમાણીકપણું જોઈ આંબા ઉપરથી સરસમાં સરસ વીશેક કેરીની સાખ ઉતારી આ સત્યવાદી પુત્ર માતાને તેઓએ મફત લેવા કહ્યું છતાં ના પાડી છેવટે રખવાળે મફત ન લેવી તે ખાતર એક પૈસો માગ્યો પણ પૈસો ક્યાંથી લાવવો. ઇશ્વરેચ્છાએ રખવાળ પાસે એક પૈસો હતો ત ધીમેથી જમીન ઉપર નાંખી કહ્યું આ લ્યો. પ્રભૂએ પૈસો આપ્યો એમ કરી કેરી ઓ આપી કેરિયો લીધી પણ તે ઠાકોરજીને અર્પણ કર્યા વિના ખવાય નહિ. તળાવમાં જઇ બન્ને જણે સ્નાન કરી પોતાની પાસે વિષ્ણુ ભગવાન હતા તેમનું પુજન કરી નૈ-વેધ ધર્યું ચંદ્ર બરોબર ધર્મની બાબતમાં પ્રવીણ થયો નથી

તેથી કહે કે નૈવેદ્ય ધર્યું તે પાછું કેમ લઇ લેવાય તે તો દેવને ખાવુંજ પડે.

માતુશ્રી કહે દેવતાઓ વાસનાના ભૂખ્યા છે.

ચંદ્ર—હા તે ખરૂં પણ નૈવેદ્ય ધરેલું પાછું ન લેવાય આ બાબત અટકી પડી. સુનંદા પણ ગભરાયાં કે આ હઠ શી રીતે પુરી થશે અને કંઇ ભગવાન આવી જમે પણ ખરા અરે પણ હું ભુલતી હોઉં કે ન જમે તો આપણી પ્રીતી પણ શું.

બેટા જમી ઉઠ્યો. ચંદ્ર કહે માતુશ્રી હું તમારી સેવા ઉઠાવા આવ્યોછું પણ મ્હારે સાચું યા જુઠું એ તો બતાવવું યા જાણવું જોઇએ.

પ્રભૂ પોતાનાં દાસ ત્રણ ચાર દિવસનાં ભુખ્યાં છે ધારી પોતે જાતે આવી જમ્યા અને આશીર્વાદ આપી અંતર ધ્યાન થયા. પુત્રની ખરી ભકતીથી પ્રભુ પધાર્યા જાણી સુનંદા ચંદ્રનું આનંદી મુખ કમળ નિહાળવા લાગ્યાં આ ઠેકાણે ઉત્તમ પ્રકારનાં વૃક્ષો તથા પાણી વગેરે જોઇ એક પર્ણકુટી બનાવી ખુબ આનંદથી વસવાટ કર્યો અને અહરનીશ પ્રભુની ભકતી કરવા લાગ્યાં પ્રભૂ કેવો યોગ મેળવે છે એક લોટા પાણીનું ફળ કેટલું ઉગ્યું. બાઇઓ પરમાર્થ કરી પ્રભુ ભકતીમાં સત્ય ટેકથી જો રહેવામાં આવે તો દુ:ખ શું છે માટે સર્વ પ્રાણીને તેવા ગુણો સંપાદન કરી પ્રભુ ભકતી કરવી ઉત્તમ છે.

**રાગ—કરૂં વખાણ મમ ઘર નારી.**

કરૂં હરનિશ હરીની શેવા.

ચુકું નહી પળ માત્ર જીભેથી આદિ અનાદી દેવા

સત્ય ટેકથી ભજતાં તારે આપી રસ મય મેવા. કરૂં
વ્યર્થ જન્મ આ અવની માંહી દરશાવે નર કેવા;
કામિ કુટિલને વ્યસની પુરા પ્રભુ ભજે નહિ એવા. કરૂં.
છતે દિપક ભક્તીને ભુલે અંધ ચક્ષુમય તેવા;
હું નહિ ભુલું હે હરી નિત્યે દોષ હરો મુજ દેવા. કરૂં.
ચર્ણુ કમળમાં શીશ સમર્પી પાપ થકી દુર રહેવા;
અર્જ કરૂં છું હે અવિનાશી સંકટ હર જગ દેવા. કરૂં.

નાસ્તીકો પ્રભુને ન માનતા અવળા રસ્તે ચઢે છે ત્યારે તેવા પાપી નરોથી પરમ કૃપાળું જગત પિતા અલગ રહે છે પાપીઓ એમ પુછે કે પ્રભુ કયાં છે પ્રભુ કોણ છે ત્યારે પ્રભુ તેવા અધમ નરોની દ્રષ્ટે કરે પણ દર્શન દે પણ કદી નહિં શું અને જો એવા અભક્ત અધમ નાસ્તીક પાપીને દર્શન દે તો પછી ભક્તી કરવાનુ પ્રયોજન શું એ પ્રશ્ન ઉઠયા વિના રહે નહિ. પણ પ્રભુ દયાળ છે તેઓ ભક્તનેજ દર્શન દેછે ભક્તનેજ ઉધ્ધારે છે અને ભક્તનેજ સહાય કરે છે, મિત્રો આ જગતમાં પ્રભુ ભક્તિ વગર બીજુ શ્રેયકર કંઇ નથી જે જનો જગનિયંતાને ભજી તેની પ્રીતી સંપાદન કરતા નથી તે નરોનું પ્રાણીઓનુ જીવીત ધિક છે તેઓ જીવતા મુવેલા છે.

રાગ—લાવ્ય સખી એને સન—એ રાહ.

ધિક જન જન્મ્યો આ જગ માંહી
ભક્તી પ્રભુની કિધી નહિ પ્યારી. ધિક
ફોક ફુલાય અતિ અભિમાને
સ્નેહ ધરી ન સમર્યા સુખકારી. ધિક
વિશ્વ નિયંતા કૃષ્ણ કૃપાળુ

જેણે ભજ્યા ન વિશ્વને વિસારી ધિક
ઉત્તમ મનુષ્યા દેહનું જેણે
સાધન પેખ્યું ન સત્ય વિચારી ધિક
નિશદિન મુખથી રામ રટયાના
ભવજળ તરવાની આશ ન ધારી ધિક

પરમકૃપાળુ પરમાત્માનાં દર્શન દુર્લભ છતાં તેના સાચા ભક્તો નરસીંહ મહેતો મીરાબાઇ રોહિદાસ કબીરજી વગેરેને તેઓની સાચી ભક્તી સાચો સ્નેહ અને સાચી ટેકથી થાયજ પરંતુ નાસ્તિકો ભક્તિથી વિમુખ હોઇ અભિમાનમાં છાકી ગએલા મદાંધ થએલા પાપી નરોને પરમાત્માનાં દર્શન નજ થાય તેથી તેઓને પ્રભુ કયાં છે એવી શંકા થાયજ ત્યારે એવા નરોને સદ્બોધ નકામો છે કહ્યુંછે કે

## શ્લોક.

**यस्य नास्ति स्वयंप्रज्ञा शास्त्रं तस्य करोतिकिम्**
**लोचनाभ्यां विहीनस्य दर्पणः किंकरिष्यती**

આર્થાત જેનામાં બુદ્ધિ નથી તેને શાસ્ત્ર શું કરી સકે તેમજ જે આંખો વગરનો અંધ છે તેને દર્પણ શું કરી શકે માટે આસ્તા વગરના પાપી મનુષ્યને પ્રભુનું નામ કયાંથી પ્રીય લાગે. અમુલ્ય એવું જે નિયંતાનું નામ તેતો તેના પરમ ભક્તોનેજ પ્રીય લાગે શ્રીહરી શ્રીહરી શ્રીહરી

આ સ્થળે (અશોક વનમાં) ફળાહાર કરી ચંદ્ર તથા તેની માતુશ્રી સુનંદા દરરોજ રામ કથા કરી દિવસ નિર્ગમન કરવા લાગ્યાં ત્યાં આગળ ગોવાળીયા આદી કથા સાંભળવા આવવા લાગ્યા અને ઉત્તમ ફળો વગેરે આપી ચંદ્ર

તથા તેની માતુશ્રીને આનંદ પમાડવા લાગ્યા એક વખત ચંદની માતુશ્રી સુનંદા સુતાં છે ચંદ્ર પાય દાબે છે એટલા માં મણીધર નાગ આવી ડોલવા લાગ્યો. પણ ચંદને તેમાં સમજ પડી નહિં ત્યારે ગોવાળિઆઓ ત્યાં આવી પહોચ્યા તેઓએ તેનો ભાવાર્થ કહી સંભળાવ્યો આનો ભાવાર્થ એવો છે કે આજે તમને લક્ષ્મી પ્રાપ્ત થાય પછી ત્યાં આગળ ચંદ્ર રામ કથા વાંચવા બેઠો અને ગોવાળિયા સાંભળવા મંડયા. એટલામાં ત્યાં એક માણસે આવી કંકાતરી આપી કંકોતરી ઉખેડી વાંચવી શરૂ કરી તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

## શ્રીહરી.

સ્વસ્તીશ્રી અશોક વન મહાસુભ સ્થાને પુજ્યારાધે વ્હાલા ચંદ્ર તથા તમારી માતુશ્રી એતાનશ્રી સુંદરપુરથી લી૦ વિદ્યાસાગરના પ્રેમ સહીત પ્રણામ આપ ઘણાજ ડાહ્યા પ્રમાણીક અને જ્ઞાની તેમજ હરીભક્ત છો. આપની ખ્યાતી સાંભળી આ કંકોતરી લખવા દાસાનુદાસે હિંમત કરી છે તો આ પત્ર કંકોતરી વાંચી અત્રે અમારી પુત્રી સુલક્ષણા ના સુખદાઇ બની શેવકને કૃતાર્થ કરશો.

એજ

લી૦ દાસાનુદાસ.

પ્રીય માતુશ્રી નાગદેવતાના શુકન ફળ્યા ચંદ્રે આનંદથી કહ્યું.

**સુનંદાગૌરી**—દીકરા આ શી રીતે બન્યું હશે તે આપણુ રંક ભિખારીને શું ઓળખીને લખતા હશે. તેઓને શું આપણી મશ્કરી કરવી હશે. વ્હાલા દીકરા ગમે તેમ હો પણ મને તે ઉચીત લાગતુ નથી. માટે

મોંઢેથી કહો કે અમારે નથી આવવું અમો રંકની કોઇએ મશ્કરી કરાવી હશે. માટે નહિ આવિયે અમો એ તમારા વનમાંથી કોઈ પણ ચીજ લીધી નથી, કંઇ ગુન્હો કર્યો નથી છતાં પણ અમો આજ અહીંથી ચાલ્યાં જઇશું અમારે તમારૂં નુકસાન કરવા ઇરાદો નથી. એમ કહી દે અને ચાલ અહિંથી અન્ય સ્થળે જઇએ ચંદ્રે માતુશ્રીની આજ્ઞાનુસાર જવાબ દીધો અને પછીથી પર્ણકુટી છોડી ચાલવા માંડયું વાચકો આ જોઇ ગોવાળીઆ જેઓએ ચંદ્રની ખ્યાતી સુંદરપુરના પુરવાસીઓમાં કરી હતી, તેજ ગોવાળિયા તેમને ચાલતાં જોઇ. વિદ્યાસાગરને ત્યાં દોડયા કંકોતરી લાવનાર વિપ્રે વિદ્યાસાગરને બધું વૃતાંત કહ્યું હતું અને વળી ગોવાળિઆના મોંઢેથી સાંભળી વિદ્યાસાગરે બે ચાર માણસો સમજાવી લાવવા મોકલ્યાં તેઓ વૃદ્ધનું બોલવું સાચું માની ચંદ્ર તથા સુનંદાગોરી વિદ્યાસાગરને ત્યાં આવ્યાં ત્યાં તેમને અત્યાગ્રહથી પુરા આદરમાનથી રહેવા મકાન ખાવા પીવાની સાહીત્ય વગેરે આપ્યું અને સારૂં મહુરત જોઇ સુલક્ષણા તથા ચંદ્રનું હસ્ત મેળાપન કર્યું. સુલક્ષણાએ પવીત્ર સાસુ ( સુનંદાગોરીને ) નમન કર્યું, સાસુએ આશીર્વાદ દીધો અને ત્રણે જણ વિદ્યાસાગરને ત્યાં આનંદથી રહ્યાં અહો ! પ્રભૂ ભકતીનો કેવો મહિમા છે અહો પરમાત્મા પરિક્ષા જોઇ સાચી પ્રીતીવાળા ને ભકતને કેવું સુખ આપે છે તેનો આ દ્રષ્ટાંતથી નિશ્ચય થશે.

વિદ્યાસાગર ભકત હતો જેથી ગોવાળીઆઓને મુખથી

ચંદ્રની ભક્તી રૂપ ખ્યાતી સાંભળી સુલક્ષણાને ભક્ત ભર
થાર મેળવવા ઇચ્છા કરી હતી તે સફળ થઇ તેજ ચંદ્ર
તથા સુનંદાગૌરી થોડા વખત ઉપર દુખી દુખી હતાં તેજ
આજે પ્રભુ ભક્તીથી કેવળ સુખી થયાં. સુલક્ષણા તથા
ચંદ્રે સુનંદાગૌરીની સેવા સારી રીતે ઉઠાવી કુળ શોભાવી
વિદ્યાસાગરે આપેલી લક્ષ્મીનો ભક્તી રૂપ રૂડા મારગે ઉપ
યોગ કર્યો. વાચકો ગરીબ ચંદ્ર રંક ચંદ્ર ભક્ત ચંદ્ર સાસ
રા તરફથી મળેલા અગણીત દ્રવ્યથી ઉમરાઇ છકી ન જ-
તાં એક પતિવ્રત પાળી. ધર્મ દાન કરી પ્રીય માતુની સે-
વા ઉઠાવી આનંદમાં પત્ની સુલક્ષણા સાથે દિવસ નિર્ગમન
કરવા લાગ્યો.

માટે હે પ્યારા પુત્ર સુંદરલાલ સદ્‌ગુણી ભક્ત પ્રમા-
ણીક ચંદ્રના જેવો થઇ અમને સુખ ક્યારે આપશે માટે
હે પુત્ર નિતી ગ્રહણ કરી અમારી રંકની સેવા કરી ચંદ્ર-
નો દાખલો લ્યો. અને રહેલા પૈસાનો રૂડો ઉપયોગ કરો.
એમ કહી સુંદરલાલના પિતા પુત્રનું મુખ નિહાળતા તરંગ
કરતા સ્તબ્ધ થયા.

---

### શ્રી હરી.

## પ્રકરણ ૬ ઠું.

### રાગ—પ્રણમું શ્રી જગત પ્રભુ—એ રાગ.

નમામિ જાનકી ધીશં, નમામિ જાનકી ધીશં
નમામિ મોક્ષદાયકં, નમામિ વિશ્વ નાયકં
નમામિ ભક્ત તારકં, નમામિ દુષ્ટ હારકં

**નમામિ જગત કારણં, નમામિ ભય વિદારણં**
**નમામિ જાનકી ધીશં, નમામિ જાનકી ધીશં. ૧**

### અદલ ઇનસાફ અને કુરસીંહને ફાંસી.

**ન્યાયસીંહજી**—( નટવરલાલ પ્રત્યે) વકીલજી આ કુરસીંહ ની જુબાની લ્યો. તેની દ્રષ્ટી ઉપરથીજ તે ઘાતકી જણાય છે. માટે આ દુષ્ટેજ આ કાવતરૂં કરેલું હોવું જોઇએ.

**વકીલ**—નામદાર જેવો હુકમ.

કુરસીંહની જુબાની લેતાં છુટવાનો એકે રસ્તો નથી ધારી કુરસીંહ સઘળી બિના માની જાય છે કુરસીંહના મોંઢેથી મનહરલાલ નામ સાંભળી આશ્ચર્ય થઇ અટકાવે છે પરંતુ કારભારી સાહેબ ઇનસાફની રાહે ગમે તે હોય પણ તે મુકત કરાય નહિ આ શબ્દો જુસ્સાથી બોલી ઉઠયા ન્યાયસીંહજી પણ આથી ઉદાસ થઇ ચંદ્રશંકર કારભારી તરફજ નિહાળી રહ્યા. છેવટે આગ્રહથી મનહરલાલ ( ચંદ્રશંકરના જમાઇ ) ઉપર વારંટ લઇ સિપાઇને શીતળપુર મોકલ્યો.

કુરસીંહને જેલમાં મોકલી દઇ મનહરલાલના આવવાની રાહ જોઇ રહ્યાં ચોકીદાર પછી આ કામમાં કેટલા જણાઓ સામીલ છે વગેરે ચોકસી કરવા ગયેલા જાદવલાલ પણ આવ્યા તેઓ પ્રથમ મુનસફ હતા હાલમાં તેઓએ પેન્સન લીધું હતું પરંતુ ન્યાયસીંહજીના વિશ્વાસુ હોવાથી તેની ખાત્રી કરવા પોતે ગયા હતા તેઓને બીજું કાંઇ માણસ નહિ મળતાં એક કાગળ બીડેલો સીરનામા વગરનો ગુન્હાની જગ્યેએથી હાથમાં આવ્યો અર્થાત તે કાગળ દુ

ઇસીંહ અથવા માનસીંહ કોની પાસેથી મળ્યો તે નકી થયુ નહિ. દુષ્ટસીંહ તથા માનસીંહની લાસો જે વખતે ગીધ સમડી તથા સ્વાને ફાડવા માંડી તે વખતે ગજવામાંથી તે કાગળ નીકળ્યો હશે તે પણ સાબીતી મળી આથી જાદવ લાલ કાગળ લઇ આવ્યા અને ન્યાયમંદીરના ટેબલ ઉપર મુકયો એટલામાં વારંટ લઇ ગયેલો શીપાઇ પાછો આવ્યો સીપાઇને પૂછતાં મનહરલાલ મળ્યા નહિ એમ કહ્યું આથી જાદવલાલ જેઓ મનહરલાલના મકાન તરફથી હાલજ અ હિ આવેલા હતા. તેઓએ મનહરલાલ બંગલેજ છે. એ વાતની સાબીતી આપી તેથી દોડતે ઘોડે ગ્યાનસીંહ જમા દારને મોકલવામાં આવ્યા. તેઓ જુના તથા ન્યાયસીંહજી નાં વંશના હતા ગ્યાનસીંહ વિશ્વાસુ તથા પોતાના વંશના હોવાથી કોઇપણ બાબતનું અઘરૂ વા બુદ્ધિવાળું કામ તે મનેજ બતાવવામાં આવતું અને તે કામ ગ્યાનસીંહ ઘણી ખુશીથી કરતા. પોતાના કામની ન્યાયસીંહજીને સંપુર્ણ ખા તરી કરી આપી હતી. વિવેક પ્રમાણીક પણું સહન શીલ તા. એ ગુણોથી પોતે સર્વ કોઇને ઘણા પ્રીય થઇ પડ્યા હતા એક વખત ધર્મસીંહજી ( ન્યાયસીંહજીના પીતા ) પો તાની પ્રજાની આબાદી વા રક્ષણાર્થે રાત્રીના બાર વાગે ન ગ્ર ચર્યા જોવા વિલાસ નગ્રમાં નીકળ્યા હતા આ વખતે રાત્રી અંધારી હોવાને લીધે કોઇ તેમને દેખી શકતું નહ તું આ વખતે પોતાની પાસે માત્ર બંદુક શીવાય કંઇ હ તું નહી. પોતે ફરતા ફરતા નગ્રનાં ઘરો વગેરે તપાસતા. પરમકૃપાળું પરમેશ્વરનું સ્મરણ કરતા નભમંડળના તારાઓ નું અવલોકન કરતા ચાલ્યા જતા હતા તેવામાં કોઇ એક

દંભી શખસ એક ઘરની આગળના ખુલ્લા ભાગમાં બેઠો બેઠો તમાકુના ભડકા કરતો હતો. આ દિવસે ત્રણ દંભીઓ વિલાસ નગ્રમાં આવ્યા હતા બે જણાઓ કોઇ ઠેકાણે ચોરી કરવા ગયા હતા તેઓની રાહ જોઇ આ માણુસ તમાકુના ઘેનમાં ઝોકાં ખાતો હતો.

તમાકુ પીનાર દંભી ઘેનમાં બકવા લાગ્યો. કે આ ગામનો રાજા બહુ ઝેરી છે, અને એના રાજ્યમાં ચોરી થતી નથી ત્યારે હવે કેમ કરવું ગયેલા બે માણુસોમાંથી એકે જણુ પાછો આવ્યો નહીં. ત્યારે હું પણુ જાઉ. એટલામાં કંઇક આભાસ દેખાયો એકદમ કપડાં પહેરી સાવધ થઇ એક તલવાર લઇ જેણી તરફ આભાસ દ્રષ્ટીગોચર થયો હતો તે તરફ જોરથી ધસ્યો આ આભાસ બીજા કોઇનો નહિ પણ ધર્મસિંહજીનો પોતાનોજ હતો, ધર્મસિંહજી ગભરાયા કે આ એકાએક શું આવ્યું અને એકાએક ગોળી પણ કેમ મુકાય હમેશાં ધર્માષ્ટ માણસો સારાસારનો વિચાર કરવા સમજવા જરા વાર થોભે છે, પણ દાંભીકો પાપીઓ લુચ્ચાઓ લેશ માત્ર પણ ડર વગર નીચા કામમાં પ્રવર્ત થાય છે. દ્રષ્ટાંત તરીકે એક પરોપકારી રૂષી દુનીયાંનું ભલુ કરવાની ઇચ્છાએ યાત્રાઓ કરતા દરેક જગ્યાએ યોગ્ય અયોગ્ય તપાસ કરતા દુખીયાઓનું દુઃખ નિવારતા સાક્ષાત શ્રીહરીના ભકત પોતે કાશીપુરી જેવા તિર્થક્ષેત્ર ( મનસાપુર ) માં આવી પહોંચ્યા, ત્યાં આગળ એક સ્ત્રી પોતાના પતી તથા પુત્રનું શબ પોતાના ખોળામાં લઇ રૂદન કર્યા કરતી હતી રૂષી તે સ્થળે જઇ રડનાર સ્ત્રીને વાતંત પુછવા લાગ્યા, રડનારી સ્ત્રી જેનું નામ વિમળા હતું તે

પોતાનું વતાંત રૂપી પ્રત્યે કહેવા લાગો.

વિમળા—રૂપીજી મહારાજ મારૂ વૃતાંત જાણવાથી આપ ને શું લાભ થશે મારૂં અત્યંત પતી પુત્ર વિયોગનું દુખ આપનાથી શી રીતે મુક્ત થશે માટે કૃપા કરીને આપ આપના મુકામ ભણી પધારો પતી પુત્ર વિયો ગથી હું જીવવાની નથી હું મારો દેહ ત્યાગ કરીશ.

રૂપી—દીકરી એમ કદી બનેજ નહિ. મને તું તારૂ અથ ઇતી વૃતાંત કહે જેથી હરી કૃપાથી તેનું સમાધાન થ શે પછી વિમળા પોતાનું વૃતાંત કહેવા માંડી. મહારા જ દુષ્ટ પાપીઓ સારાસારનો વિચાર નહિ કરતાં સત્ય અસત્ય ન જોતાં ધર્મ અધર્મ ન પિછાણતાં અન્યાય કરવા તતપર થઇ જોખમમાં પરી બીજાનું બુરૂ કરે છે. તેવી રીતે મ્હારે પણ થયું છે.

હું તથા મારો પતી આ પુત્ર સાથે એક પર્ણકુટીકા માં રહેતાં હતાં. મારા પતી પુષ્પ લેવા માટે જંગલના અંત માં ગયા હતા હુ તથા પુત્ર બન્ને દેવપુજનના વિધીમાં સા મગ્રી તૈયાર કરતાં હતાં કારણ કે તે દિવસે હરી કિર્તન થવાનું હતું. આ શુભ પ્રસંગને લીધે અમો આનંદમાં હ તાં. તેવામાં એકાએક ધડાકો સાંભળવામાં આવ્યો હુ તથા મારો પુત્ર બન્ને ચોંકયાં બન્ને જણ ઉતાવળાં ઉતાવળાં જોઇએ છે તેટલામાં એક દુષ્ટ વિકાળ પારધી એક હરણ ની પછવાડે પડેલો તે હરણ ઉપર બંદુકનો અવાજ કરી ઉભેલો હરણના નસીબે મારા પતી જે આમ્રવૃક્ષની પાસે થી દુર્વા પુસ્પાદી લેતા હતા, ત્યાંજ તે ભરાઇ ગયું. ઝાડ ઓથે ભરાઇ જવાથી બંદુકનો અવાજ ખાલી ગયો પરંતુ

આથી દુષ્ટ પારધી ન ધરાતાં ફરી બીજો બહાર કરવા ધસ્યો પરંતુ મ્હારા પતીએ તેને રોકયો. આથી દુષ્ટ પારધી એ ક્રોધે ભરાઇ. મારા સ્વામીનું માથું કાપી નાંખ્યું. તેથી હું તથા મારો પુત્ર એકાએક રડતાં બરાડા પાડતાં આક્રંદ કરતાં પાપી તરફ ધસ્યાં પણ ચંડાળે મારા રૂપથી મોહીત થઇ મારા પુત્રને પણ મારી નાંખ્યો હથિઆર ફેંકી દઇ દુષ્ટ પાપી અધમ ચંડાળ પ્રાણી મારી પાસે આવ્યો. આથી હું બેભાન થઇ પછી થોડીકવારે મને શુદ્ધી આવી ત્યારે તે દુષ્ટ મારી પાસે બેઠેલો હતો હું તે ચંડાળના સામું ન જોતાં વચનના તિક્ષણ પ્રહાર કરવા લાગી. બેફાટ રડવા લાગી હૃદય ફાટુ ન ફાટુ કરવા માંડયું. મોહું ફુટી ગયું. આ રીતનો મારો વિલાપ સાંભળી બાગવાન જેકેધે ગયેલો હતો તે દોડતો આવ્યો. તેને જોઇ ભય પામેલો ખુની દુષ્ટ કસાઇ નાઠો. અને જોત જોતામાં દ્રષ્ટી વિમુખ થયો. બાગવાને મને બેન કહી આસના વાસના કરી. અહિં નિર્ભય રહો. કહી અહિંથી થોડી વાર થયાં ગયો. એટલામાં આપ આવી પહોંચ્યા હવે મને આતમઘાત કરવા દ્યો કે કાં તો મારા પતી તથા પુત્રને સજીવન કરો એમ કહી ધ્રુસકે ધ્રુસકે રડવા માંડ્યું. એટલામાં બાગવાન પણ રૂષીને શોધતો ભાળ મળવાથી અત્રે પાછો આવ્યો.

વાચકો પ્રભૂ કિર્તનનો મહિમા કદી નિષ્ફળ જતો નથી. પ્રભૂ કિર્તન કરનાર જનો દુઃખી થાય છે પણ સત્ય ભક્તી તથા ટેકને લીધે. દુઃખ મુક્ત થઇ અંતે સત્યપુર જે સ્વર્ગ તેને વિષે ગતી કરે છે.

રૂષીએ વિમળાના પતી તથા પુત્રનું મુડદું જોઇ લાવી

અંજલી ભરી પાણી છાંટયું આથી બન્ને જણ બેઠા થયા અને રૂષીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી હાથ જોડી સન્મુખ ઉભા રહ્યા આથી વિમળાના હર્ષનો પાર રહ્યો નહિ. રૂષીએ દુષ્ટ પારધી જે બાગવાનને જોઇ નાઠો હતો તે ઠેસ આવવાથી એકાએક પડી મરણ વશ થયો હતો. તેના મુડદાને વિમળાના આગ્રહથી સજીવન કર્યો અને બોધ દઇ દુસ્કૃતથી મુકત કર્યા. આથી સરવે આનંદ યુકત દિવસ નિર્ગમન કરવા લાગ્યાં. હમેશાં સારા માણસો વિમળા પેઠે સારૂંજ કરી ખુશી થાય છે. પરંતુ પારધી જેવા અધમ નરો સારાસારનો વિચાર ન કરતાં અન્યાયને મારગે ઘસડાઇ સજ્જનોના દયા પાત્ર બને છે તેમ સજ્જનો દયાથી છોડી પણ દે છે, તેવીજ રીતે ધર્મસિંહજી સારાસારનો વિચાર કરવા રહ્યા તેટલામાં દુષ્ટે તલવારનો ઘા કર્યો. પરંતુ તે ઘા હજારોનું પાલન કરનાર સત્યવાદી રાજા ઉપર નહિ પડવા દેતાં એકાએક એક માણસે આવી પોતાની ઢાલ ઉપર ઝીલી લીધો દંભીને બીજો ઝટકો નાંખતા અગાઉ આવેલા ન્યાયી નૃપના રક્ષકે એવો તો સખત ઘા કર્યો કે જમણો હાથ જુદો પડયો બીજો ઘા કરવા જતાં ધર્મસિંહજીએ હાં હાં ન મારો એ ઉચ્ચાર કરવાથી આવેલો શુરો માણસ શાન્ત થયો પેલા હાથ કપાએલા દંભીને ફરી નહી આવવા કહી રાજ્યની હદ પાર કાઢી મુકયો. અને આ સમાચારથી પેલા ચોરવા ગયેલા દંભીઓ પણ નાસી ગયા પછી ધર્મસિંહજીએ આ બહાદુર માણસ કોણ છે તેની ખાત્રી કરી ચોકસી કરતાં પોતાના કુટુંબનોજ યુવક માલુમ પડયો તે યુવક પેલા બે દંભીઓને ચોર જાણી પકડવા

આવતો હતો તેટલામાં આ બનાવ જોઇ એકાએક આવી ધર્મસિંહનું રક્ષણ કર્યું. જો આ યુવકે તે ઘા પોતાની ઢાલ ઉપર ન લીધો હોત તો ધર્મસિંહજી આ સ્થળે હતા ન હતા થઇ જાત. પરંતુ હરિ ઇચ્છાથી યુવકે આવી પોતાના કુટુંબી રાજાનો પ્રાણ બચાવ્યો જેથી ધર્મસિંહજીએ ખુશી થઈ તેને સેનાધિપતીનો હોદ્દો આપ્યો. અને પોતાના વિશ્વાસુ તરીકે ગણી દરેક કામ સોંપવામાં આવવા લાગ્યું. અને તેવીજ રીતે હાલ થયેલા રાજા ન્યાયસિંહજી પણ માનવા લાગ્યા જ્ઞાનસિંહ સેનાધીપતીના હોદ્દા ઉપર હતા. પણ તેઓ દરેક કામ ઘણા આનંદથી ઉપાડી લેતા તેથી આ વખતે સીપાઇનું કહેવું ખરૂં છે કે નહિ વગેરે જાણવા તથા મનહરલાલને પકડી મંગાવવા મોકલ્યા. પછીથી ટેબલ ઉપરથી કાગળ લઇ ચંદ્રશંકર કારભારીને વાંચવા આપ્યો ચંદ્રશંકર કાગળ ઉખેડી વાંચવા લાગ્યા તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

વિશ્વાસુ માનસીંહ કુરસીંહ દુષ્ટસીંહ વગેરે

લી. મનહરલાલ. પત્ર તમોને વિજય સાથે મોકલ્યો છે પણ તેને આપણી બીનાથી જાણીતો કીધો નથી માટે વધુ ખબર કોઇપણ રીતે કોઇપણ માણસને ન જણાવા દેતાં તારામણીને પકડી લાવવાનું કામ ઘણીજ ત્વરાથી કરવું આ પત્ર મેં બીતાં બીતાં મારા સાસરાના મકાનમાં બેસીને લખેલો છે જેથી ઉતાવળમાં સીસાપેનના અક્ષરો વાંચી શકાય તેવા નથી માટે ધીરેથી વાંચજો આ રાજ્યમાં આ કૃત્યને માટે મેં જે હીંમત ધરી છે તે માત્ર તમારી સંપુર્ણ મદદથી ધરી છે માટે મારા સસરા તથા ઠાકોર

વગેરે કોઇપણ ન જાણે તેમ આ કૃત્યમાં ફતેહમંદ થાઓ તારામણીએ પણ પોતાની બ્હેન (સવીતાની) પક્ષ કરી એક વખત મને તિરસ્કારની દ્રષ્ટિથી કહ્યું હતું કે મારી ભક્ત બ્હેનને કાઢી મુકવાથી તેનો ત્યાગ કરવાથી તમના પિતાએ આપેલા પૈસાનો ખોટો ઉપયોગ કરવાથી ન્યાય અન્યાય ન સમજવાથી સત્ય અસત્ય ન જાણવાથી સગું વ્હાલું ન પીછાણવાથી દુષ્ટ કૃત્યની વાંચ્છનાઓથી નીતી માર્ગને છોડી દેવાથી પરમકૃપાળું જગતપિતા ભક્તોના તારક સત્યના સાથી સજ્જનના સ્હાયક તમારા ઉપર કોપાયમાન થઇ શંકટ રૂપી ખાડામાં નાંખશે પછી પસ્તાશો સર્વે વાંચ્છાઓ મુકી જશો ઘણા એક એવી રીતે પસ્તાયા છે પછી પસ્તાવું કામનું નથી કેવી રીતે કે.

એક નાનું છોકરું પોતાની મા પાસે દુધને રોટલા માગવા લાગ્યું ત્યારે મા બિચારી ગભરાઈ કારણ કે પોતાને ત્યાં ભેંસ ગાય વગેરે કંઇ હતું નહિં તેમજ ગામ પણ નાનુ જેથી ઘણે ઠેકાણે રખડી પણ એથી કંઇ વળ્યું નહિ ત્યારે છોકરાને ગોળ ઘી ને રોટલો આપવા લાગી. પરંતુ તે ન લેતાં સતાવા લાગ્યું વાસણ ફોડવા લાગ્યું આ રીતે ઘમસાન મચાવી માતાને બિચારીને બહુ દુઃખ આપવા લાગ્યું માતાએ ઘણા એક કાલાવાલા કરી ગોળ ઘી રોટલામાં પુષ્કળ આપી પાસે મૂકયો પણ તે ન ખાધો અને વધુ વધુ રડવા લાગ્યું આથી માએ કંટાળી એક કોઠી અનાજ ભરવાની હતી તેમાં મુકી દીધું અને કોઠી આથે ઉભી રહી આથી છોકરાના ભયનો પાર રહ્યો નહી અને દુધને રોટલો ભુલી જઇ બ્હાર કાઢ શબ્દો બોલવા લાગ્યું

માટે વિના અપરાધે બીજાઓને દુખી કરનાર નરો જોખમ આવેથી પસ્તાય છે પણ પાછળ પસ્તાવું શું અર્થનું માટે સમજો અને પરમકૃપાળું પરમાત્મા શ્રી કૃષ્ણ ભગવાનનું સ્મરણ કરવા ઉત્સુક બનો સઘળું જતું રહેશે અને સત્ય શ્રી હરીનું નામ તેજ અક્ષય છે માટે હૃદયમાં ચાહી સહૃ કર્મની ઇચ્છા કરો આ પ્રમાણે તારામણીએ કહ્યું હતું માટે તેને છેતરીને પકડી લાવવી તે તમારા હાથમાં છે તમારા આવેથી યોગ્ય ઇનામ આપીશ એજ.

લી૦ પોતે.

આ કાગળ વાંચતાં સર્વ જણના હૃદયમાં જુસ્સો ભરાઇ આવ્યો પરંતુ સઘળાઓ ઠાકોર સુધી કારભારી સામુ જોઇ રહ્યા પણ કારભારીએ જરાપણ પક્ષપાત ન કરતાં જણાવ્યુ કે અદલ ઇનસાફી રાજ્યમાં અદલ ઇનસાફજ થવો જોઇએ મારી સદ્ગુણી સવીતા બેન મારા આશ્રમે તેની માતુશ્રી પાસે રહી પ્રભુ ભક્તી કરશે તેમાં કંઇ ખોટુ નથી પરંતુ એવા અધર્મી પાપીઓને સજા અવશ્ય થવીજ જોઇએ. કુળને લાંછન લગાડનારો પુત્ર યા જમાઇ ન હોય તેમ ઘણું સારૂં સવીતાની મને સંપુર્ણ ખાત્રી છે કે તે પ્રભૂ ભકતી કરી સંતોષથી પોતાના સંકટ મય દિવસો ગુજારશે. ઠાકોર સાહેબ એ વિષે બિલકુલ ન મુંઝાતાં ઇનસાફની રાહે મારા જામાત્ર મનહરલાલને યોગ્ય શિક્ષાએ પહોંચાડો તેથી હું ઘણોજ ખુશી થઇશ. અને આ ન્યાયી રાજ્યને માટે શ્રીહરીને પ્રાર્થના કર્યા કરીશ.

પરંતું આ વાક્યોથી નટવરલાલ વકીલ સુધી પણ ના ઉમેદ થયા કારણ કે તેણે તો ગમે તે કર્યું પણ ચંદ્રશંકર

જેવા ભક્તરાજની સદ્‌ગુણી પુત્રીના પતીને શીક્ષા કરવી યોગ્ય લાગી નહી. પણ ભક્તરાજ તરીકે ગણાતા ચંદ્રશંકર કારભારી તે વાત કદી માન્ય નજ રાખે. માટે મનહરલાલના હસ્તાક્ષરના કાગળનેજ શાક્ષી રૂપ ગણી ન્યાયી રાજ્યમાં અધર્મીને સજા ન થાય તો અધર્મીઓ ન કરતાં દુસ્કૃતનો વધારો કરે એમ ધારી તારામણીના હરણ માટે પાપી મનહરલાલને જન્મ સજા તથા હીરામણીના ખુનને માટે કુરસિંહને ફાંસીનો હુકમ કર્યો દુનીયાંનું બુરૂં કરનાર અધર્મનું સેવન કરનાર નિરદોષીને ફસાવનાર અબળાઓને સતાવનાર પરધનનું હરણ કરનાર દુષ્ટ પાપી લુચ્ચા ચોર ઘાતકી તેમજ ખુની કુરસિંહને ફાંસી દીધો એવી રીતે બહારવટિયા ચોરો દુષ્ટસિંહ માનસિંહ તથા કુરસિંહ વગેરેનો અંત આવ્યો અને પુરવાસીઓ ચંદ્રશંકરનો જનમાત્ર પ્રત્યે અદલ ઇનસાફ તથા કુરસિંહને ફાંસી દેવાઈ નિહાળી મનમાં ઇનસાફી રાજ્ય તથા ન્યાયી રાજા તથા ન્યાયી કચેરી મંડળનું સ્મરણ કરતા પોત પોતાના ગ્રહ તરફ રવાના થયા.

### શ્રી હરી.

## પ્રકરણ ૭ મું.

### સતી સવીતાનો મનહરલાલને બોધક વિનંતી

દુર્ગુણી તે પણ સદ્ય સુધરે સત સંગે,
સતસંગે દુર્ગુણ જાય સૂખ વધે અંગે.

**રાગ છોડો છેડો છબીલા—એ રાહ.**

**તારામણી**—(મનહરલાલના એકાંત હોલમાં)

થાણી સ્વામી સુધારે એથી આનંદ મ્હારે
હવે છોડો શ્રી જગદાધાર                સુધારે
તમો સેવકના સુખકાર, કીજે વ્હાલા અબળાની
                                વ્હાર—હવે

સાખી

સત્ય શિયળની ટેકથી કૈક ઊગારી નાર
અહલ્યા તારા દ્રૌપદી સિતા તણી કરિ વ્હાર
કરે ભક્તિ તેના ભય વામ સત્ય ચાહે તેના સુખધામ
મારી સ્હાયે કરો ઘનસ્યામ              શાણી

સવીતા કહે પ્યારા પતી પુજ્ય પિતાજીનો આ અમુલ્ય બોધ પણ કુટીલ સુંદરલાલનુ કઠણ હૃદય પીગળાવવા શક્તીમાન થયો નહી નજ થાય દુષ્ટ મિત્રોની વિકારી સોબતીઓની કુસંગતથી વજ્ર સમાન થયેલુ અસંતોષી હૃદય સદ્દગુણી આત્મારામ જેવા નમ્ર અને વૃદ્ધ પિતાઓના અમૃત જેવાં વચનોથી શાન્ત થયું નહિ નજ થાય પ્યારા વાચકો દૂષ્ટનો સંગ કરનાર કુસંગી હમેશાં કુસંગમાંજ રમ્યા કરે. ખરેખર દુર્યોધનને શોધ કરતાં સત્યવાદી નજ મળે કારણ પોતાના જેવું સર્વે કોઇ દ્રષ્ટે પડે છે તેમજ ધર્મરાજને અસત્યવાદી એવો કોઇપણ નજ લાગે કેમ જે પોતે સત્યવાદી છે તેવીજ રીત અધર્મી હૃદયને સર્વત્ર અધર્મજ અધર્મ લાગે આ સુંદરલાલને પણ કોઇ સારૂં દ્રષ્ટે પડતુંજ નથી. તેણે પોતાના પિતાનો અનાદર કર્યો અને કહ્યું કે તમેપણ સઘળા તેવાજ છો ત્યારે વૃદ્ધ પિતાશ્રીએ બોધ દેવો પડયો મુકયો પોતે જાણ્યું કે આ પુત્ર આપણું કહેલું માનવાનો નથી. અહો જે પિતા એ બાલ્યા વસ્થામાં

અનેક ઓસડ ઉપચારો કરવામાં ઘણી પ્રકારનાં સંકટ વેઠ વામાં બાકી રાખી નહોતી જે પિતાએ અનેક વિટંબનાઓ પ્રવર્ત થઇ એકના એક પુત્રને ઉછેરી પાલણ કરી લક્ષાધી પતી કરવા ઇચ્છા કરી હતી જે પિતાએ બણાવી ગણાવી બુદ્ધિશાળી કરવા સદ્‌ગુણમાં પ્રેરવા સુનીતીમાં જોડાવા અ જ્ઞાનતાને છોડાવા કુસંગતને તોડાવા ઇચ્છા કરી હતી જે પિતાએ પુત્ર વાત્સલ્યમાં કમી ન રાખતાં પાણી માં ગે ત્યાં દુધ આણી આપતાં. અનેક ઇચ્છાઓ પુરી પા ડતાં બચાવતાં સાચવતાં પાછી પાની કરી નહોતી જે પિતાએ પુત્ર જન્મ વખતે અનેક પ્રકારનાં દાન પુન્યા દિકમાં પૈસો ખરચવામાં આનંદ ઓચ્છવ કરવામાં સ્નેહી મંડળને સંતુષ્ટ કરવામાં બાકી રાખી નહોતી જે પિતાએ પોતાનો પુત્ર મોટો થઇ અજ્ઞા પ્રમાણે વરતે એવી પ્રેરણા કરવામાં કુલીન કુળની કન્યા પરણાવી સુખી કરવામાં પુત્ર મોટો શાણો સદગુણી બકનીવાળો થઇ વૃદ્ધપણે સેવા કરે એવી કાળજી કરવામાં ઇચ્છા કરી હતી જે માતાએ નવ માસ પર્યંત ઉદરમાં રાખી અનેક પ્રકારનાં સંકટો વેઠી જ ન્મ આપી જીવાડવામાં અનેક વિપત્તિઓ વ્હોરી લીધી હ તી જે માતાએ ખાણું ખાવું ત્યાગ કરી. સુખ આપવામાં સુક્ષ્મ વસ્ત્રોનું આચ્છાદન કરી ભીની પથારીમાં પોતે સુવા માં સંતોષ માનવામાં સંપૂર્ણ વાત્સલ્યથી હાલો ગણી રમા ડવામાં બહુ બહુ રીતે લાલન પાલન કરવામાં ગાંડુ ઘેલું બોલી રાજી રાખવામાં કાલાઘેલા બોલો પણ સારા માનવા માં વૃત્તિ કરી હતી જે માતાએ રંડા પ્રકારની સંતતીનો લાભ લેવા જેમાં પોતાના પુત્રની વૃત્તિઓ દોરાય તેવી હ-

સ્તુઓ મુખ આગળ ધરવામાં અજ્ઞાનતાનો નાશ થાય તેવી ગાંડાઘેલી વાતો કરવામાં જીર્ણુ વસ્ત્રો પહેરી પોતાના પુત્રનું મળમુત્ર સેવન કરવામાં પુત્ર મોટો થઇ વૃદ્ધાવસ્થામાં સુખ આપશે એવી ઇચ્છા કરી સંતોષ માનવામાં ઇચ્છા કરી હતી તેજ માતા તથા તેજ પિતાથી અત્યારે સુંદર લાલના દુષ્ટ વચનોથી દિગ્મુઢ બની દિવાનાની માફક જોઇ રહી અરસપરસ એકમેક સામું નિહાળી શું બને છે તેનું ભાન ભુલ્યાં જે માતા પિતા પુત્રનાં બાળપણનાં કાલાંઘેલાં વાક્યોથી આનંદની સરીતાના પુરમાં તણાતાં હતાં જે માતા પિતા પુત્ર વાત્સલ્યમાં આનંદ લ્હેરમાં ભ્રમણુ કરતાં હતાં જે માતા પિતા કોઇ તરફથી આફત ન આવે એવી સંભાળ રાખતાં તેજ માતા પિતા પુત્રના વચન પ્રહારથી ઉસ્ણુ રૂતુની જગા વગરની માછલીના પેઠે સંકટસરમાં તરફડવા લાગ્યાં. અને થોડા દિવસમાં પરમ કૃપાળુ પિતાનું સ્મરણુ કરતાં આફાની જંઝાળમય દુનિયાંનો ત્યાગ કરી ગયાં. આ બનાવથી સુંદરલાલની સદગુણી પત્ની ગુણસુંદરીનું હૃદય અત્યંત ખિન્ન થયું. સાસુ સસરાનું અતુલ્ય વાત્સલ્ય તેના અંતઃકરણમાં ઉભરાઇ આવવા લાગ્યું અને તેનું શરીર દિવસે દિવસે કૃષ્ટ થવા લાગ્યું. અહોનિશ સાસુ સસરાની સેવામાં તત્પર રહેનારી કુલીન કાન્તાને તેઓનો મરણ રૂપ વિયોગ દુઃખકર થઇ પડ્યો, અને તેના ભ્રમણુથી ભુલી ભુલી ભમવા લાગી. નિશદિન પ્રભુ ભક્તીમાંજ પ્રવર્તવા લાગી. આ સંસાર નાશવંત છે એમ ગણી સાસુ સસરાનું સ્મરણુ કરતી પતી સેવામાં સાનિધ્ય થઇ મનને બોધ દેવા લાગી. અને અહરનીશ દિવસમાં દશ વખત

નિચેની લીટીઓ સ્મરણ કરવા લાગી.

**રાગ—નથી જગતમાં.**

ધન્ય જગત કરતાર, રચી તેં રચના અપરંપાર
સુખદુઃખ સરવે હાર વિભૂ તેં ધર્યા સૃષ્ટી મોઝાર
જે કુખથી મુજ સ્વામી જાયા તે મમ પ્રિયની માત
ન દીઠું સુખ તજનું તાત પુત્રને કાજે પાડી જાત
ધિઃક હું તેહ પુત્રની નાર કરી નહિ શકી સુધા ભરથાર
હવે કરો મમ વ્હાર પતી મુજ તણી મતિ કરિ સાર
—ધન્ય

આ વાકયો સુંદરલાલના કાને કવચીત પડતાં પણ તે થી તેને જરા પણ અસર થતી નહિ તેમજ માતુ પિતાનુ મરણુ પણ દુઃખકર લાગ્યુ નહિ કારણ કે જેને માતા પિતા ઉપર સ્નેહ હોય તે દુષ્કૃતમાં માબાપની મરજી વિરૂદ્ધ કેમ દોરાય જે પુત્રને માતા પિતા ઉપર જરા પણ પ્રેમની લા ગણી હોય તે પુત્ર માબાપની આજ્ઞાનુ ઉલંઘન કરવામાં કેમ પ્રવર્ત થાય બેશક સદ્દગુણી પુત્ર તેમ નજ કરે પણ સુદરલાલ દુર્ગુણી લંપટ સોબતનો શાહી થયેલો અધર્માચરણુ માં ઉત્સુક થયેલો વિષય માર્ગમાં સપડાએલો અસત્યમાં ભ્રમીત થયેલો મા બાપના મરણુથી શોકાતુર જરીપણુ દિલગીર ન થતાં દરેક દુષ્ટ વાંચ્છનાઓમાં સ્વેચ્છીક રીતે ધુમવા લાગ્યો દરરોજ અધર્મ વૃત્તિઓમાંજ ઉત્સાહી થવા લાગ્યો અને સ્વછંદી પણે વર્તવા લાગ્યો.

દુષ્ટ સુંદરલાલ સદગુણી ગુણસુંદરીને જરા પણ સુખ આપતો નહિ પણ સદગુણી સ્ત્રી ગુણસુંદરી પોતાના પતીની સેવા કરવામાં તેમની આજ્ઞા માનવામાં જરા પણ પા·

છી પાની ન કરતી તે તો પોતાના પતીને ન સાંભળતાં છતાં પણ સદગુણી વાર્તાઓ સંભળાવ્યા કરતી આખા દિવસની એક મીનીટ પણ પતી સેવા વિના વ્યર્થ ગુમાવતી નહિ તે હમેશાં એમ સમજતી કે પતી સેવા તે પ્રભુ સેવા બરોબર છે અને તેની જોડે પ્રભુ ભકતી કરવી તેમાં અત્યંત પુન્ય સમજતી સમજેજ સતી સવીતા આ પ્રકારનું સરસ દ્રષ્ટાંત દઇ હમેશાં પતીની સેવા ઉઠાવતી પતી તરફથી પડતું કસ્ટ સહન કરતી પણ નિરંતર ધ્યાન પતી ભક્તી ને પ્રભુ ભકતીમાંજ રાખ્યા કરતી તેને પોતાની સદગુણી માતાએ બાળ્યાવસ્થામાં એક દ્રસ્ટાંત દીધું હતું તેથી પતી સેવા કરવામાં જરા પણ ચુકતી નહોતી. એક વખત પોતે પતોને ઘેર શ્રી વિસ્ણુ ભગવાનનું પુજન કરતી હતી તેવામાં એકદમ પતીએ આજ્ઞા કરી કે એ પથરાઓ ફેંકી દે અને મને બીડી સળગાવી આપ આ વખતે સવીતા જરા પણ ઢીલ કર્યા વગર ઉઠી પણ મનહરલાલનો મિત્ર વિજય આવવાથી તેણે સળગાવી આપી દુસ્ટ મનહરલાલે ક્રોધાયમાન થઇ વિશ્નુ ભગવાનને ફેંકી દીધા. આથી સવીતાના દીલને જે દુઃખ થયું તેનું વર્ણન કરવું અશકય છે પણ માતુશ્રીએ દીધેલું દ્રસ્ટાંત યાદ કરી ભગવાનની મનોહર મુર્તીને શોધી લાવી દુઃખનું સમાધાન કર્યું. દ્રસ્ટાંત એ હતું કે કોઇ એક રૂષીની પુત્રી હતી તેમાંની એકનું લગ્ન કર્યું હતું અને એક કુમારિકા રહી હતી, પરણેલી હતી તે હમેશાં પતીની સેવામાંજ તત્પર રહી પ્રભુ ભકતી કરતી અને કુમારિકા પુત્રી રૂષીઓની સાથે મહા અરણ્યમાં પર્ણકુટી બાંધી તપશ્ચર્યા કરવા માંડી કેટલાંએક વર્ષોનાં

વર્ષો વિતી ગયાં તેવામાં એકાએક પર્ણકુટીયો અગ્ની પ્રવે-
શથી બળવા માંડી. આ વખતે એક ઋષી ફરતા ફરતા
એક કૂપ ઉપર પાણી પીવા માટે ગયા ત્યાં જઈ એક તું-
બી પાત્ર પોતાની પાસે હતું તે અંદર નાખ્યું, તૃષાતુર થ-
એલા ઋષી જેવું પાણીનું પાત્ર બહાર આવ્યું તેમાં એકદમ
કૂપ કીનારે વૃક્ષ ઉપરથી એક બગલીએ અચાર કરી તે
અચાર તુંબી પાત્રમાં પડતાં તત્કાળ ઋષીએ ક્રોધની નજર
કરતાં બગલી તરફડતી નીચે પડી, ઋષી બીજુ જળ સીંચી
પી ક્ષુધા શમનાર્થે નગ્રમાં ચાલ્યા બપોરનો વખત થવાથી
પતી સેવામાં દિવસ નિર્ગમન કરનારી ઋષી પુત્રીને ગ્રહે ગ-
યા આ વખતે પતી પારાયણ ઋષી પુત્રી ગાય દોતી હતી
તે ગાય દોતી ઉઠી અને ઋષીને આવકાર આપી સાદડી ઉ-
પર બેસાડ્યા. ઋષી ક્ષુધાથી વ્યાપ્ત થયેલા તેમણે ભોજન-
ની ઇચ્છા કરી, ઋષી પુત્રી ગ્રહમાં જઈ આવેલા ઋષીને જમ-
વવાનું આપતાં પોતાના પતીએ જમવા માગ્યું જેથી જમ-
માડવું બંધ રાખી બન્ને માટે નવુંજ રાંધવું ઉચીત ધાર્યું.
થોડીક સેર પડી હતી તે રાંધી જરાક વારમાં પોતાના પ-
તીને આપી બાકીના આવેલા ઋષીને આપવા ગઈ, ઋષી
ક્ષુધાતુર થયેલા વાર થયેલી જોઈ ક્રોધાતુર થયા ખાવાનું
આપતાં આપતાં પોતાના કુમારિકા બહેનના પર્ણકુટી ઋષી-
ઓની પર્ણકુટીઓ બળી જવાથી બળવા વખત આવી ત્યા-
રે પોતે ખાવાનું આપવા પહેલાં દુધની ધારા પોતાના ગ્રહ
આસપાસ કરી દીધી ત્યારે ઋષીએ ક્રોધાતુર થઈ કારણ પુ-
છયું. પતી પારાયણ ઋષી પુત્રીએ દુધની ધારા કરવાનું કા-
રણ કહ્યું.

મારી કુમારિકા તપસ્વી બેનની પર્ણકુટી નજીક રૂષી-ઓની પર્ણકુટીઓ સળગી ગઇ તેથી મારી બેનની પર્ણકુટી લાગી ન જાય તેટલા માટે મેં દુધ ધારા કરી.

વળી તમો મારા ઉપર ક્રોધ કરો તેથી હું બગલી પેઠે તરફડી પડવાની નહિ આથી રૂષી શાન્ત થઇ હૃદયમાં વિચારવા લાગ્યા કે આ તો ત્રિકાળ જ્ઞાની છે પરંતુ તેની ખાત્રી કરવી જોઇએ એ વિચારથી ભોજન કરી નિકળી આવ્યા, રૂષીઓની પર્ણકુટીઓ જે કેટલાએક કોસને અંતરે હતી ત્યાં ગયા તો ત્યાં એક પર્ણકુટી સિવાય સઘળી સળગી ગઈ હતી, ત્યારે રૂષીએ પૂછ્યું કે હે પુત્રી તમારી પર્ણકુટી શી રીતે સળગ્યા વગર રહી ત્યારે કુમારિકાએ કહ્યું કે તપબળે ત્યારે રૂષીએ કહ્યું કે તમારા તપ બળથી નહિ. પણ તમારી બેનની દુધ ધારાથીજ રહી છે. આથી બહેન પ્રત્યેની રૂષીની વાત કુમારિકાને ખરી લાગી નહીં જેથી ત્યાંથી નીકળી પોતાની પરણેલી બહેન પાસે આવી બાબત પૂછતાં ખાત્રી થઇ ત્યારે કુમારિકાએ પુછ્યું કે મારા તપ બળ કરતાં તેં એવું શું સદ કાર્ય કર્યું ત્યારે બહેને જવાબ દીધો કે પતી ભકતી તેનાથી બીજુ શું સદ કાર્ય છે, પતી ભકતી. એટલે પતીની સેવા તેના કરતાં તપ બળ પણ ઓછું છે કહ્યું છે કે.

**એકઇ ધર્મ એક વૃત નેમા,**
**કાય બચન મન પતિ પદ પ્રેમા.**
**(તુલશીકૃત રામાયનમ્)**

અર્થાત સ્ત્રીઓને પતીવ્રત એજ વૃત એજ ધર્મ અને એજ નિયમ છે કે તન મન વચનથી પતી ચર્ણમાં સંપૂર્ણ

પ્રીતી રાખવી.

માટે સંસારમાં રહી સદ કર્મ કરી પતીની સેવા કરવી એજ મનુશ્યા દેહનું સાધન છે. તો બેન તું પણ લગ્ન કરી સ્વામીની સેવા ઉઠાવ જેથી તારૂં શ્રેય થઇ સ્વર્ગનું સુખ ભોગવવા ભાગ્યશાળી થઇશ. આજે પ્રભુ પૂજન કરી રાતના ચાર વાગે નાહિધોઇ દરવાજે જઇ ઉભી રહે. દરવાજો ઉઘડતાં જે પુરૂષ પહેલો આવે તેને ઘેર લાવી તેની જોડે લગ્ન કરી તેની સેવા ઉઠાવી પ્રભુ ભકતીમાં પ્રવર્તથા કુમારિકા બહેન પોતાની બહેનના કહેવા મુજબ પ્રભુ પુજન કરી રાતના ચાર વાગે દરવાજે જઇ ઉભી દરવાજો ઉઘડતાં પ્રથમજ એક લૂલો અપંગ રોગીસ્ટ પુરૂષ નજરે આવ્યો, તેને વરમાળ ( પુષ્પનો હાર ) ન નાંખતાં પાછી ચાલી ગઇ પોતાના નસીબમાં આવો રોગી પતી લખેલો છે તે તેને ખબર નહોતી પરંતુ ઘેર જતાં તેની બહેને કહ્યું કે રોગીસ્ટ જોઇ પાછી આવી ત્યારે કુમારિકા બહેન શરમાઇ જઈ પોતાની બહેનનું ત્રિકાળ જ્ઞાન જોઇ બીજે દીવસે રાત્રીના ચાર વાગે દરવાજે જઇ ઉભી જેથી તે દીવસે પણ તેજ પુરૂષ પ્રથમ આવ્યો તેને પુષ્પનો હાર ચઢાવી પતી માની ખભે ઉઠાવી ગ્રહે લઇ જઇ સંપૂર્ણ રીતે પ્રભૂ સેવા સમાન પતી સેવા ઉઠાવવા લાગી એક વખત દરબારમાં વારાંગનાનું નૃત્ય થતું હતું ત્યારે ત્યાં આગળ સંપુર્ણ માણુસો ભેગાં થયેલાં હતાં. એથી તેના અપંગ પતીએ પણ ત્યાં જવા ઇચ્છા કરી. સાધવી સ્ત્રીએ તે કબુલ કર્યું, અને એક કરંડિયામાં બેસાડી મુસ્તકે ચઢાવી દરબારમાં જવા ચાલી નીકળી સદગુણી પતી પારાયણ સ્ત્રીઓ

પતીના ગમે તેવા વાક્યને પણ માન આપી ફરજ બજાવ વામાં ચુકતી નથી સતી સ્ત્રીઓ પતીની ગમે તેવી વર્તણું કથી કંટાળતાં અહોનીશ સેવા ઉઠાવવા ચુકતી નથી, પતી વ્રતા સ્ત્રીઓ પતીના અયોગ્ય શબ્દો પણ યોગ્ય ગણી સદ બોધ રૂપી સુધારાનું પાન કરાવી સુધારવા ચુકતી નથી, સદગુણી પ્રમાણીક મહિલાઓ પતીની મરજીને આધીન થઈ સન્માર્ગમાં ચાલવા ચુકતી નથી, તેમ આ રૂપી પુત્રી પણ પોતાના અપંગ પતીનો કરંડિયો ઉપાડી દરબારમાં જ્યાં નૃ ત્ય થતું હતું ત્યાં આગળ ગઈ ક્યાંઇ પણ ઉભા રહેવાની જગ્યા નથી તો બેસવા તો ક્યાંથી મળે. એમ કરતાં એક ઠેકાણે જ્યાં દેખાય તેવું હતું ત્યાં મેદાનમાં થોડાક માર્ગ- માં જઈ ઉભી રહી એક બે કલાક ઉભી રહી તેટલામાં વરસાદે અંધારૂં કર્યું વિદ્યુલ્લતા ચમકવા લાગી. ઘન મંડળ માં ગડગડાટ શરૂ થયો વરસાદ પુર્ણ જોશથી વરસવા લા- ગ્યો, પાણી વહેવા લાગ્યું કયે ઠેકાણે જવું કોને કહેવું કોનો આશ્રય લેવો એમ વિચાર કરતી એક પ્રભુ ઉપર સ ત્ય ટેક રાખી રૂપી પુત્રી પતીનો કરંડિયો માથે લઇ તેજ ઠેકાણે ઉભી રહી. ઇશ્વર કૃપાથી તેના ઉપર વરસાદનો છાં ટો પણ પડ્યો નહિ એજ ખરી પતીની સેવાનો પ્રભાવ પોતે સમજી થોડીકવારે ઇંદ્ર મ્હારાજને પણ ફીકર થઇ કે આ સતીની પતી સેવાથી ઇંદ્રાસન ડોલવા લાગ્યું. માટે તેને મોક્ષ પદ આપવું એ ઇચ્છાથી પોતાના દુતોને તેડવા મોકલ્યા. દુતોનાં વાક્ય સાંભળી સતીએ પતીની આજ્ઞા માગી પતીએ તેનો તથા દુતોનો તિરસ્કાર કર્યો ત્યારે દુતો પાછા ગયા. ઇંદ્ર મહારાજે કહ્યું બન્નેને લઇ આવો દુતો

ફરી આવ્યા અને કહ્યું કે તમારા પતીને લઇ આવો તો પણ પતીએ ના પાડી છેવટે ને આખા નગ્રને લઇ મોક્ષને વિષે ગયાં, સતી સવીતા આ દ્રષ્ટાંતને યાદ કરતી પોતાના પતીની સેવા કરવા ખરી પ્રીતીથી તતપર રહેતી.

હવે સુંદરલાલ પોતાની સદગુણી સ્ત્રીનું કહેવું ન માનતાં રાત્રીએ દરરોજ આઠ વાગેથી બાર વાગ્યા સુધી ગુણીકાને ઘેર રહેવા લાગ્યો. પોશાક ઓઢામાં ઓછો સો રૂપીઆ ઉપરનો પહેરતો જ્યારે તે બહાર ફરવા જતો ત્યારે દરેક માણસો તેનાથી દુર રહેતા તેને અધીકારી ધારી છેટે જતા, શેના અધીકારી નર્કના અધીકારી તેમને જોઇ સર્વે કોઇ સજ્જનનો પારો ન આવતા નજ આવે દુર્ગુણીને જોઇ સતગુણી પાસે નજ આવે દુર્ગુણીની મિત્રતા દુર્ગુણીજ કરે છે જુલક્ષાં જે દુર્ગુણી તે દુર્ગુણનીજ પાસે જાય કારણ કે જુદા વેષ ધારી શોભાવવા માટે અનેક પ્રકારના ઢોગ કરે પરંતુ સાચા જનોને તેવું કશું કરવું પડતું નથી. કહ્યું છે કે એક પત્નીવ્રત વાળા પુરૂષને તથા શીયળવતી પતાવ્રતા સ્ત્રીને વ્રત કરવાની શી જરૂર છે જેની ઇંદ્રીયો વશ છે તેને ઉપવાસાદીકની શી જરૂર છે. વિદ્યા છે તેને ધનની શી જરૂર છે અર્થાત વિદ્યા વડે ધન પ્રાપ્તી થાય છે. જે માણસ સદગુણી ને બુદ્ધિવાળો છે તેને આભૂષણની શી જરૂર છે. જે પ્રભુ ભક્ત છે તેને કિર્તીની શી જરૂર છે કારણ કે જે કિર્તી પોતાને જોઇએ છે તે સત્ય ભક્તિથી મળીજ રહે છે જ્યારે જેને કોઇ પણ વસ્તુ સાચી નથા તેનેજ જુઠી વસ્તુઓનો ઉપભોગ કરવો પડે છે, એક વખત સુંદરલાલ બુટ, મોજા, પાટલુન, ખમીસ, વાસકુટ કોટ

માંહે ચટીઆળ નાંખી માથે જુલ્ફા સાફ ઓળી અતર લ-
ગાવી હાથમાં રૂમાલ છત્રી અને સોટી લઇ જતા હતા, હ
મેશાં જુઠા ડોળ ઘાલુ છે તેજ પરધર્મીની નકલ કરે છે
કારણ કે પોતાનામાં ધર્મ વગેરે પાળવાની કડાકુટ પડે છે,
તેથી કડાકુટ વગરનો રસ્તો શોધે છે, તેવી રીતે સુંદર-
લાલ શીર ઉપર વાંકી ટોપી ધારણ કરી બુટ સાથે
સોટી અથડાવતા શ્વાન વગેરે નિર્દોષી પ્રાણી વચ્ચે આવે તે
ને મારતા ગુણીકાના ઘર તરફ ચાલ્યા જતા હતા વ્યસન
થી નેત્રો ધુમ થઈ ગયેલાં હતાં શોખુમાં ને શોખમાં જાણે
કોઇ યુરોપિયન તે માફક ચાલ્યા જતાં રસ્તામાં એક ડો
શી કોઈ ઇંગ્રેજી ભણેલો ધારી તાર વંચાવા આવી અને
તાર સુંદરલાલના હાથમાં મુક્યો સુંદરલાલ ઇંગ્રેજી ભણેલા
નહિ તેથી ડોસીનો તાર ફેંકી દીધો. બીચારી વૃદ્ધ ડોસીને
શું ખબર કે આ જૂઠા વેષધારી નકલી પુરૂષ ઇંગ્રેજી ભ
ણેલા નથી બિચારી રંક ડોસીને શું માલુમ કે આ બ્રા
હ્મણ હોઇ જુલ્ફા રાખી જુઠો ડોળ ધારણ કર્યો છે. બી
ચારી ડોસીને શું ખબર કે આ પોતે મુર્ખ હોઇ કોટ પા
ટલુન ધારણ કર્યું છે બિચારી રંક ડોસીને શી ખબર કે
આ છેલાણી વ્યસનમાં ગરકાવ થયેલા છે બિચારી ડોશીને
શું માલુમ કે આ અધમ સુદરલાલે ભંગીનો વેષ ઉચીત
ધારી માત્ર પોશાકથીજ અધીકાર લીધો છે. બીચારી અના
થ વૃદ્ધ ડોસીને શું માલુમ કે વિકારી વાળનો સંગ્રહી યુવા
ન ગરીબોનોજ શત્રુ છે બીચારી રંક ડોસીને શું ખબર કે
વિલાયતી પોશાકનો ઉત્સાહી ધર્મભ્રષ્ટ યુવાન કુટુંબનો દ્રો
હી બની કેવળ અધર્મા ચરણમાંજ લીન થઇ દુષ્કૃતનો સા

થી બન્યો છે વૃદ્ધ ડોસી તો તેને ઇંગ્રેજી ભણેલો સમજી તાર વંચાવા ફરીને આગ્રહ કરવા ગઇ પણ આ દુશ્કૃતના સ્નેહી સુંદરલાલને ગુણીકાના ઘેર જવાનો ટાઇમ થઇ જતો હોવાથી ડોસીને એક સોટી મારી ચાલતો થયો. ડોસી બીચારી અનાથ વૃદ્ધ આ દુષ્ટના મારથી રડવા લાગી આથી તે સ્થળે થઇ જનાર એક દયાળુ યુરોપિયન આ ડોસીની રડ સાંભળી ત્યાં આવ્યો ડોસીના બતાવવાથી એકદમ સુંદરલાલ ( જેવા દુષ્ટ સ્વછંદી નર ) ને પકડયો અને ડોસીની પાસે લાવ્યો ડોસી વૃદ્ધ તથા રંક સ્વભાવની હોવાથી અધમ સુંદરલાલને ઇંગ્રેજ સજા કરશે વારી મુંગીજ રહી પણ વિકારી સુંદરલાલની જુબાની લેતાં સઘળી બીના જણાઇ આવી આ ઇંગ્રેજ અમલદારે ડોસીનો તાર વાંચી આપી તેને પોતાના ખીસામાંથી બે રૂપીઆ આપી વિદાય કરી વૃદ્ધ ડોસી ઉપકાર માનતી ચાલી ગઇ હવે આ દુષ્ટ અધમ ક્રુર સુંદરલાલ ને તેના સઘળા વિષયી વિકારી મિત્રો આવી મળી શું છે વગેરે સમાચાર પુછવા લાગ્યા પણ તેનો જલદી અંત આવ્યો યુરોપિયન અમલદારે સુંદરલાલ તથા તેના સ્હાયક મિત્રોને જુઠો ડોળ ઘાલી. લોકોને ફસાવતા લુંટતા ઘાતકીપણુ ગુજારતા વગેરે ગણી દરેકનો ડ્રેસ પડાવી લઇ ગરીબોને આપી દીધો અને શીર મુંડન કરાવી નાંખ્યા પચાસ ફટકાની સજા કરી ત્રણ દીવસની સજા અને પચીસ રૂપીઆ દંડ કર્યો અને શ્રીમંત કુટુંબના ધારી હવેથી ફરી જુઠો વેષ નહિ ધારણ કરવા હુકમ કર્યો આથી સુંદરલાલના વિકારી મિત્રો ન વેઠેલું સંકટ આવવાથી ત્રાસ પામ્યા અને સુંદરલાલને હમેશને આ

રે તેડી ગયા પરંતુ બે મિત્રો રહી ગયા. તેમાંનો એક કામ અને બીજો વ્યસન આ મિત્રોને સુખ મળ્યું હતું તેથી તે દુર થયા નહિ કહ્યુ છે કે

દોહરો.

શક્તિ વિના છલકાબ મરી કરી શકે નહિ કામ,
કાલું પાખંડિ ચોરનું ધરે રૂપૈઓ નામ.

(ક—દ—ડા)

અર્થાત રૂપૈઓ નામ ધરવાથી કાલું રૂપૈઓ થાય નહિજ યુરોપિયન ડ્રેસ પહેરવાથી તથા જુલ્ફા રાખવાથી સુંદરલાલને મ્હોટાઇ ન મળતાં માત્ર નરક રૂપ જેલયાત્રા નુંજ સુખ મળ્યું પરંતુ કેવળ વિકારી બાબતોમાંજ રમણ કરી રહેલા આ સુંદરલાલ આથી શાન્ત ન થતાં પાછો તે નીતેજ સ્થીતીમાં ફરવા લાગ્યો પરંતુ શીરમુંડ ન થવાથી જુલ્ફાનો વિયોગી ખિન્ન થઇ થોડી મુદતે સંપુર્ણ સ્થીતીને પ્રાપ્ત કરીશ એમ ચિંતવન કરી વિકારી મનનુ સમાધાન કરવા લાગ્યો પરંતુ પરમ કૃપાળુ પરમેશ્વરે સજા થયેલા સુંદરલાલની અધર્મી વર્તનની સ્થીતી ઘણા વખત ચાલવા દીધી નહિ, કારણ કે પતીની સેવામાં તત્પર રહેનારી પ્રભુ ભક્તીમાં અહોનીશ લીન રહેનારી અધર્મી પતીના અધર્મા વર્તનને ત્યાગ કરવા પ્રેરણા કરના વ્યસન રૂપી જેલમાં ફસાતા પતીને છોડાવવા વિનંતી રૂપ જેલરને પરમ કૃપાળુ પિતાના પવિત્ર ન્યાય મંદિરમાં પત્ર લઇ મોકલવા ઇચ્છા કરનારી દુર્ગુણ રૂપ દાનવોનો સદ્દગુણ રૂપ ખંજરથી વધ કરવા ધારનારી સ્વેચ્છીક વિચારોમાં ભ્રમણ કરી માત્ર દુષ્ટ વાંચ્છનાઓમાંજ હરતા ફરતા અને દિન ગુજારતા સ્વચ્છંદી

પતીને સુનીતી ગ્રહમાં દાખલ કરી ભકતીસુધાનું પાન ક- રાવવા ઇચ્છા કરનારી ફેશનેબલ વિકાર યુકત ચીજોથી યા ડ્રેસથી શણગરાએલા સુંદરતાને માટે અહોનીશ આયનો લઈ કોટને બ્રશથી સાફ કરતા જુલ્ફાને આમ તેમ ફેરવી ટોપીમાંથી બહાર આણુતા બુટ મોજાને જરી પણ અગ- ગાં ન કરનારા પાટલુન રૂપી અપવીત્ર બેડીમાં ફસાતા દુ- ષ્કૃતના વિચારોમાં ઝકોળાતા સપડાતા સ્વામીને અહોનીશ દુષ્કૃતરૂપ નર્કદ્વાર રૂપી ગુણીકાનું રટણ કરનાર વ્યભીચાર ના વિચારોમાં દિવસ વિતાવનાર વિકારી રોગથી દુઃખી થ તા દરદી સ્વામીને સદ્બોધ રૂપ ઔષધોપચાર કરી સદ્ માર્ગે દોરવા પ્રયત્ન કરવામાં ખરી પ્રીતી ધારનારી ખોટી વસ્તુઓનું ગ્રહણ કરી ખંતથી ખેલનાર ફંદમાં ફસાનાર દુષ્કૃતમાં દોરાનાર અવિચારોમાં લીન થનાર ભક્તીથી વિ- મુખ બનનાર ધર્મથી અલગ રહેનાર અધર્મમાં પ્રવૃત થના ર કુછંદી પતીને ધર્મ શબ્દનું ખરૂં રહસ્ય જણાવી શુદ્ધ બાબતોનું ઉત્તમ ચીજોનું સ્મરણ કરાવવા મૃદુ વાકયોથી શાન્તી સુધાનું પવીત્ર વારી છાંટી મહાન રૂપીઓનાં પ્રાચી ન દ્રષ્ટાંત રૂપ અર્ધ્ય આપતી પવીત્ર રમણીને પતી સુખની ભોગી બનાવવા કુછંદી સુંદરલાલને શુદ્ધ બનાવી શુદ્ધ મા- ર્ગમાં પ્રવર્ત કરવા શ્રીહરીએ સંપુર્ણ કૃપા કરી. જેથી જ- ગત પિતાની સ્હાયતાથી ગુણસુંદરી પોતાના પતીનું વર્તન સુધારવા સાધન ભુત જણાવા લાગી.

શ્રી હરી.

## પ્રકરણ ૮ મું.

જડ પ્હાણ નકી સુધરે કૃતિથી
પછી ચેતન કાં સુધરે ન કહો
અતિ મન્ન મલીન તણા જન તે
સુધરે સદ્બોધ થકીજ ચહો.

### શ્લોક.

त्यज दुर्जन संसर्ग भज साधु समागमम्
कर पुण्य महोरात्रं स्मर नित्यम नित्यतां

અર્થાત—કોઇ એક સાધુ માણસ વિષયમાં આશક્ત થયેલા માણસને જોઇ તેના ઉપર દયા લાવીને કહે કે હે અધમ તું ખરાબ એવા દુરજનનો સંગ છોડી દે અને સાધુનો સમાગમ કર તેમજ રાત્ર દિવસ પુન્યનું આચરણ કર ને નાશવંત દેહવડે હમેશ આત્મ રૂપ વસ્તુનું સ્મરણ કર એટલે ત્રિવિધ તાપથી મુક્ત થઇશ.

સુંદર આરસનાં પગથીઆંથી શોભીતો સરીતાનો તટ સુર્યના કિરણોની સોનેરી છાયાથી નેત્રાને ચકચકીત પ્રકાશ મય બની આનંદ આપે તેમ સતી સવીતાનાં સ્થીતી રૂપ પગથીઆંથી શોભીતો પ્રસ્વેદરૂપ સરીતાનો તટ સદ્બોધ રૂપ સુર્યના વાક્ય રૂપ કીરણોની બોધક છાયા સાથે મનહર લાલના નેત્રાને ચક ચકીત પ્રકાશ સમ આનંદના વૃતીઓ આપતો દેખાઇ મુખમુદ્રા વિચાર વિમુખ થઇ દીસવા લાગી જે મનહરલાલ અત્યાર સુધી અન્ય વિચારોમાં લીન થઇ.

ઉદાશીરૂપ ઉંડાખાડામાં ભ્રમણ કરી તરવા માટે અનુભવી દોરડાની આશા રાખતો હતો જે મનહરલાલ માત્ર વિષય વાંચ્છનાનું સ્મરણ કરવામાં દુર્જનોની સોબત કરવામાં ચારે ઘાતકીઓને મદદ કરવામાં મળેલી સ્વસુરની લક્ષ્મીનો અવળો ઉપયોગ કરવામાં વૃતિઓ દોરતો હતો જે મનહરલાલ સતી સવીતાનાં ભકતીમય વાકયોને નિસ્ફળ ગણી સ્વછંદપણે વર્તવામાં આશાશ્રેશ માનતો હતો જે મનહરલાલ પોતાની સદ્‌ગુણી પત્નીનાં સ્મરણ કરવા યોગ્ય વાકયોને ખોટાં સમજી પવીત્ર સવીતાનો ત્યાગ કરી સંતોષ માનતો હતો જે મનહરલાલ સારે રસ્તે ચઢાવવા દ્રષ્ટાંત દેનાર તારામણી ઉપર આફ્ત નાંખનાર ફસાવનાર બંધનમાં નાંખનાર બની આનંદ તથા વિષાદમાં વિવશું બનતો હતો જે મનહરલાલ પોતાના ભકતરાજ સાસરાનાં વચનામ્રતનું પાન કરવામાં પાપ માની દુષ્ટ સંગતોમાં પ્રવર્ત થઇ વિષયવારીનું પ્રાશન કરવામાં સંતોષ માનતો હતો જે મનહરલાલ સારાસાર ન સમજતાં અધ્રભાવસ્થામાં ઉત્સાહી થવામાં નિર્દયતામાં ભોગી બનવામાં કૃતકૃત્ય થતો હતો, જે મનહરલાલ સદગુણી બેન તુલ્ય તારામણી સાથે કુદ્રષ્ટી કરવા ઇચ્છા કરી બંધનમાં પુરી ફ્તેહમંદ થવા સ્મરણ કરતો હતો જે મનહરલાલ પ્રભૂ નામને અલગ કરવામાં ભકતીથી દુર રહેવામાં વિકારોનું સંકટ સહેવામાં આનંદ માનતો હતો, જે મનહરલાલ હૃદય તરંગને સ્વેચ્છીક બનાવી ખંતથી ખેલાવતો ફંદમાં ફેલાવતો દુષ્કૃતમાં દોડાવતો હતો, તેજ મનહરલાલ સદગુણી સવીતાનાં હૃદય ભેદક સદબોધમય વાકયોથી શાન્ત થઇ વિચા

રો સમરવા લાગ્યો. જે મનહરલાલ ફક્ત તારામણી ઉપર દુષ્ટ વાંચ્છના ધારી સતી સુંદરીનો ત્યાગ કરવા વૃતિ કર તો હતો તેજ મનહરલાલ સવીતાના અમુલ્ય બોધથી ત્યાગ કરેલો વિસ્ભ્રમ થઇ કેવળ ભ્રમણામાં ગુંથાવું છોડી દઈ શાન્ત મુદ્રાએ સ્વપત્નિના મુખ કમળમાંથી નિકળતા ઉદ્દગારો સાંભળવા સ્તબ્ધ થયો. સવીતા અધર્મ રૂપી ચકડો જે ચડેલા અધર્મી અન્યાયીપતીને પ્રભુ ભક્તિમાં જોડવા પ્રયત્ન કરવા લાગી. તારામણીને કયાં પુરી છે વગેરે સવીતાને ખબર નહોતી. પરંતુ સુનીતીમય બોધક દ્રષ્ટાંતથી મનહરલાલને કંઇક ભાન આવ્યું. એકદમ આનંદના ઉભરામાં આવી જઇ સતી સવીતા પ્રત્યે સંભાષણ કરવા ઉત્સુક બન્યો સવીતા સાથે શું બોલવું શું કહેવું વગેરે તરંગો કરવા લાગ્યો હોઠ ફફડાવા લાગ્યો. સદ્દગુણી સવીતા પોતાના પતીનો ભાવ સમજી ગઇ અને પોતાનો શ્રમ સરળ થશે એમ સમજવા લાગી. પોતે આકાશ સામું નિહાળી હરી સ્મરણ કરવા લાગી.

## મદન પડયો કેડેરે—એ રાહ.

છે ધન્ય શ્રી ઘનસ્યામરે
નમું હું વારિ વારિ રે. છે ધન્ય.
આપની સ્હાયે થકી હે કૃપાળુ
આશા સફળ થશે મ્હારિરે. છે ધન્ય.
ભાવ દિસે છે પ્રાણપતીનો
ભક્તી વિષે શ્રી મુરારિરે. છે ધન્ય
તાર્યા ઉધાર્યા આપે કઇને
સેવકના સુખ કારિરે. છે ધન્ય

નેષ્તિ આપ વિમુખ વસેલા
તે વૃતી આજે વિદારિરે. છે ધન્ય.
કીકરે શાણા વંદી હું નિત્યે
વિનતી કરૂં કષ્ટ હારિરે. છે ધન્ય.

હે કૃપાળુ જગત પિતા રંકના, સ્હાયક વિશ્વના અંતી મના આપની સ્હાયથીજ મ્હારૂ કાર્ય સફળ થશે એમ જણાય છે.

( મનહરલાલ પ્રત્યે ) પ્યારા આપ દાસીને શું કહેવા ચાહો છો સુખેથી આપના સુંદર મુખ કમળમાંથી જે કંઇ ખારા મીઠા વા ખરા નીકળશે તેને સુધાસમ ગણી પ્રાશન કરીશ આપ મ્હારા શિરછત્ર છો હું રંક અબળા આપની આગળ એક પામર તુચ્છ છું. સ્ત્રીને પતી સમાન વ્હાલી આ દુનિયાંમાં કોઇ ચીજ નથી. પતીવ્રતા સ્ત્રીઓ પતીનેજ પરમેશ્વર તુલ્ય માને છે. વ્હાલા દાસીને જગે તે હુકમ કરો શીર નમાવવા તૈયાર છું. આપની આજ્ઞા પાળવા સમાન બીજુ શું શ્રેષ્ઠ છે કંઇજ નથી, સવીતાનાં વાક્યો સાંભળી મનહરલાલ જો કે દુષ્ટ સોબતોથી દુર્ગુણી તથા ભક્તિ વિમુખ બન્યો હતો. પરંતુ કોઇ કોઇ વખત તેને સવીતાનાં નીતિમય વાક્યો હૃદયમાં ઉતરતાં હતાં. જરૂર પ્રસંગમાં હૃદયમાં ઉતરે પરંતુ દુષ્ટ મિત્રોની અહોનીશ બેઠકથી અહોનિશ પ્રસંગથી ગાઢી મિત્રતાથી સવીતાનાં વાક્યો અસર કરી શકતાં નહિ. પણ આ વખતે સવીતાના આગમનથી મિત્રો વગેરે બંધ થયા હતા. અર્થાત હજારો દુર્ગુણ હોય પણ એક સદગુણના આવવાથી સર્વે દુર્ગુણ થોડે થોડે નાશ થાય છે. સો ભૂલોથી ભરેલો માણસ એક ભૂલ ઓ

થી કરવા ધારશે તો નવાણું થશે પણ પશ્ચાતાપ ન કરતાં એકસોએક થશે. તેવીજ રીતે મનહરલાલમાં આવેલા દુર્ગુણો સવીતાના વિશેષ પરીચયથી નાશ પામવા લાગ્યા. જ્યારે સવીતાના બોધરૂપી એકજ સદગુણે પ્રવેશ કર્યો અને ચિત મનહરલાલ સાંભળવા લાગ્યો ત્યારે એક એક દુર્ગુણ ઓછા થવા લાગ્યા.

(સ્વગત) દોહરા.

મનહરલાલ–વ્હાલી વસ્તુ વિશ્વમાં

જેને જાણે જન્ન
તે શિશુએ વસુધા વિષે
ધરી અજાગ કરિ તન્ન
અભાગા અભાગ ગણાય પણ
બુદ્ધિમાં ભગવાન
બોધ રૂપી બળ વાપરી
પિગળાવ્યો પાષાણ
તજી ત્યાગ કરિ તેહને
તવ ચુકી નવ ટેક
સત્ય ભક્તીને સુંદરિ
રહી સાચવી છેક
મેં મુરખે માન્યું નહિ
મનથી મલીન બોધ
મતી મંદ મદમાં રહ્યો
દ્રોહ કરીને ક્રોધ

અરૂ પાપી હું પુરેપુરૂં. પવીત્ર પત્નીનો ફોગટ
માટે ત્યાગ કર્યો અને રાખી અંતર રહેમ

**મનહરલાલે કહ્યું**—સદગુણી સુંદરી તમારા વાકય પ્રહારથી મ્હારૂં દુર્ગુણી અંતઃકરણ ભેદાઇ સદગુણને ગ્રહણ કરવા ઇચ્છા કરે છે, મને મહારા કરેલા પાપનો પસ્તાવો થાય છે. જો કે તમે જાણતાં નથી. પરંતુ હું પાપીએ પુરેલી સપડાયેલી ફસાયેલી મારી અધર્મ જાળમાં ઝંપલાયેલી પવીત્ર તારામણીને છુટી કરવા ઇચ્છા કરૂંછું, હું ધારૂં છું કે મને હિરામણીના ખુનને માટે તથા પવીત્ર સદગુણી તારામણીના હરણને માટે સજા થશે પરંતુ તે પહેલાં હું મહારી પાપ જાળમાંથી તારામણીને છુટી કરૂં. મેં તમારા પ્રત્યે બોલવા ઇચ્છા કરી છે, તમો તારામણીને છુટી કરો, અને મને યોગ્ય શિક્ષા કરો, મને લાગે છે કે મારૂં મૃત્યુ પાસે આવ્યું છે, મેં દુષ્ટ અધમ ધાતકી ચોર લોકોની સોબત કરી મહારા આત્માને પાપી બનાવ્યો છે. ન્યાયસીંહની કચેરીમાં જવાબ દેવા હાજર થવું પડશે જ્યારે અહિં જવાબ દેતાંજ હું જુલમી ગભરાઉંછું ત્યારે પવીત્ર પરમાત્માની કચેરીમાં જવાબ શી રીતે દઇ શકીશ. મહારૂં શું થશે, સવીતા તારામણીને છુટી કરી મનહરલાલ પાસે આવી, મનહરલાલે તારામણીની માફી માગી.

**તારામણીએ કહ્યું**—મનહરલાલ આપ માફી માગવા યોગ્ય નથી તમે મારી બેનના પતીછો માટે મહારા ભ્રાત સમાનછો તેથી હું તમોને તથા મારી બેન સવીતાને પ્રણામ કરૂંછું. સવીતા બહેન તમારી દ્રઢતાને ધન્ય છે. મેં તમારૂં દરેકે દરેક વાકય ઘણા આનંદથી સાંભળ્યું છે, મનહરલાલ હું માફ માગી ચાલી જાઉંછું.

**સવીતાએ કહ્યું**—બહેન માફ કરજે મહારા પતીએ તને

કુવિચારથી અહિ પુરી પણ તેં તારૂં સતીત્વ સાચવ્યું છે, બહેન જેમ બને તેમ સત્વર જઇ મારી માતુશ્રી પિતાશ્રીને સરવે આનંદના સમાચાર કહેજે અને તારા ભ્રાત સમ મારા પતીને બચાવજે.

**મનહરલાલ**—પવીત્ર રમણી તમે તમારૂં દ્રષ્ટાંત પુરૂં કરો જેથી મ્હારૂં મલીન અંતઃકરણ શુદ્ધ થાય.

સવીતાએ દ્રષ્ટાંત શરૂ કર્યું. એટલામાં દુર્ગુણી સાથી વિજય એક ન્યુસ લઇ હાંફતો હાંફતો આવ્યો પરંતુ મનહરલાલે સદગુણ રૂપ સાથીને વશ થઇ દુર્ગુણી વિજયને માન ન આપતાં નિચું જોઇ કંઇક સ્મરણ કરવા માંડયું. પ્રિય વાચકો જે મનહરલાલ અહોનીશ દુષ્ટ વાંચ્છનાઓમાં પ્રવર્ત થઇ કુકર્મ કથાનું સ્મરણ કર્યા કરતો હતો જે મનહરલાલ આજ સુધી અધર્મ જાળમાંજ ઉત્સાહી થઇ દિવસ ગુજારતો હતો, જે મનહરલાલ કુટીલ કુકર્મી મિત્રોની સાથે સદાકાળ આનંદ માનતો હતો જે મનહરલાલ દુર્ગુણોમાં પ્રેરાઇ સદગુણ માત્રનું સ્વપ્ને પણ સ્મરણ કરતો નહોતો તે મનહરલાલ સદગુણી સતી સવીતાનાં સદબોધક વાકયોથી સદગુણી પત્નીની સોબતથી નીચું જોઈ હરીહરી કરવા લાગ્યો, મિત્રો ભકત સવીતાના સદબોધ રૂપ સમાગમથી દુરગુણી મનહરલાલનું હૃદય સદગુણ ગ્રહણ કરવા માટે પ્રેરાયું પરંતુ મનહરલાલની અધમ વૃત્તિઓથી સવીતાની સદગુણમય રૂડી વૃત્તિ નાશ થઇ નહિ કહ્યુંછે કે

**અર્થ**— **શિખરીણી.**

સદા સાધુ સંગે ખળ જન વસી સધ સુધરે
તથાપી સાધુના અવગુણ ગ્રહી દુર્જન ઠરે

પડ્યાં માટી માંહે સુમન તરુ શુગંધ ન ફરે
તથાપી માટીને ગુણુ દઇ સુવાસી રૂડિ કરે

તેવી રીતે સવીતાનાં સદ્દગુણમય દ્રષ્ટાંતોથી મનહરલાલની અધમ વૃતિઓ નાશ થઇ સવીતાએ પતીની વૃતિ દ્રષ્ટાંત ઉપર લાગી ધારી આનંદના આવેશમાં આવી ન્યુસ હાથમાં લઇ વાંચવા માંડ્યું "કુંવરસિંહને ફાંસીની સજા અને મનહરલાલને મદદનીશ ગણી તારામણીના હરણ માટે જન્મ સજા." જન્મ સજા. પોતાના પતીને જન્મ સજા આ શબ્દો વાંચી સવીતાનું હૃદય સખેદ બળવા માંડ્યું પરંતુ પોતાના પતીને આ શબ્દો દુ:ખકર લાગશે જાણી ન જણાવતાં ન્યુસ બંધ કરી દ્રષ્ટાંત રૂપ ઓધક વાર્તા સુંદરલાલની અધુરી હતી તે કહેવા લાગી મનહરલાલને સવીતાનું ચિત શોકમય જણાયું જેથી પોતાના મનને શંકા ઉત્પન્ન થઇ પરંતુ શેને માટે તે નક્કી થયું નહિ, જેથી માત્ર મારા અધર્મને લીધેજ તેનું હૃદય ખિન્ન થયું હશે તારામણીના બંધનથીજ તેનું હૃદય ખિન્ન થયું હશે વિજયના આવવાથીજ તેનું હૃદય ખિન્ન થયું હશે વગેરે વિચારોનું સ્મરણ કરી દ્રષ્ટાંત સાંભળવા ઉત્સાહી બન્યો.

સુંદરલાલની સ્ત્રી ગુણસુંદરી દરરોજ સવારના નાહી ધોઇ વિષ્ણુસહસ્ત્ર નામનો પાઠ કરી કથામાં જતી ત્યાં આગળ જે જે દ્રષ્ટાંતો સાંભળતી તે તે દ્રષ્ટાંતો યાદ કરી સમય આવે પોતાના પતીને કહી સંભળાવવા ચુકતી નહિ ભક્તરાજે કહેલું નીચેનું ભજન તે સમયાનુસાર ઘરનું કામ કાજ કરતાં બોલતી.

**સત્ય તણા સંગાથી—એ રાહ.**

નામ તણો છે નશ જગતમાં વસ્તુ સર્વેનો
મિથ્યા માયા માંહિ ફસાઇ ગરે મતીલા જન્મ
કાળ પલકમાં પકડી જાશે મોહ ભર્યું નિજ તન્ન
ગણીને સાથી ગર્વેનો. નામ તણો

સુંદરલાલને આવાં બોધક ભજનો ગમતાં નહીં નજ ગમે તેને તો ફક્ત વ્યસન વસન ને વિષય એ ત્રણુ બાબનો બરોબર ગમની એક વખત સુંદરલાલની પત્ની ગુણસુંદરીએ ભક્તરાજને અરજ કરી કે મારા પતીને કોઇ રીતે સુધારો. અને તે બાબતમાં જે ખર્ચ થશે તે હું તમોને આપીશ. ભક્તરાજે ખરચ લેવાની ના પાડી અને કહ્યું કે બેન એ અમારી ફરજ છે. એમાં ખરચ વગેરેની કાંઇ જરૂર નથી થોડાક દીન પછી કિર્તનનુ મુકામ તે સ્થળેથી ઉઠાવી એક બાજૂ પીઠાનું મુકામ મુકી તથા એક બાજૂ ગુણીકાનું મુકામ મૂકી સુંદરલાલના જવાના રસ્તામાં રાખી ત્યાં રાત્રીને વિષે હરી કિર્તન કરવા માંડયું નિયમ પ્રમાણે હજારો માણસો કિર્તન સાંભળવા આવવા લાગ્યાં, કિર્તન દરરોજ રાત્રીના નવથી બાર સુધી થતું હતુ તેમાં સારાં સારાં ઉત્તમ દ્રષ્ટાંતો કહેવામાં આવતાં હતાં જેથી શ્રોતાઓના દિલને ઘણોજ આનંદ થતો હતો. હવે જેવું અહિં કિર્તન નિયમિત થતું હતું તેમ સુંદરલાલનું ગુણીકાના અધમ ભુવનમા જવું પણ નિયમિત હતું તે પણ રસ્તામાંથી વ્યસનાદી કરી મસ્ત બની અધર્મે ચકડોળમાં ઝોલા ખાતો નેત્રોને વિકાસતો નસીબ રૂપી ચંદ્રને જુલ્મ રૂપી અધર્મ વાદળમાં ઘેરી લેતો અહંકારને સ્વતંત્ર બનાવતો દુષ્કૃત રૂપી સમુદ્રની નાશમય છોળમાં તણાતો ચપળ

ચક્ષુઓને વિકાળી બાબતોથી અંધ બનાવતો પવીત્ર ગુણ સુંદરીનો ત્યાગ કરી નીચ કુટીલા છળ કરીને સ્વાર્થ સાધ નારી લક્ષ્મીને લુટી લેનારી શ્રીમંતને ભીખારી કરનારી દુષ્કૃતમાં ડુબાવનારી ધર્મને છોડાવનારી પાપમાં જોડનારી ફંદમાં ફસાવનારી દુષ્ટ અધમ ચંડાળીક પાપીઓનીજ સોબતણને ત્યાં દરરોજ આઠ વાગે જઇ રાતના બાર એક વાગે પોતાના મુકામ તરફ આવતો તે પોતાના મનમાં જતાં આવતાં વિચાર કરતો કે આ લોકો દરરોજ શેનું ધાંધળ મચાવ્યા કરતા હશે. અહા સાંભળનાર પણ પુષ્કળ એકઠા થાય છે. ખેર આપણે શું આપણ પૈસાદારને તે કંઇ કામનું નથી આપણે તો માત્ર ખાવું પીવું ને મોજ મારવી ઘોડા ગાડીઓમાં ફરવું ને પૈસાનું પાણી કરવું એજ ઉત્તમ છે એક વખત સુંદરલાલ વ્યસનમાં ગરકાવ થઈ વિષયા શક્ત બની ગુણીકાને ત્યાં જતો હતો. એવામાં એકાએક વરસાદનું ઝાપટું આવ્યું પવન ચઢયો અને સુંદરલાલની મખમલની નાજુક છત્રી અવળી કરી નાંખી આથી અધમ સુંદરલાલને હરિ કિર્તન વાળા મકાનનો આશ્રય લેવો પડયો પોતે બારણાથી બ્હારના ભાગમાં જરા થોભ્યો પરંતુ વરસાદનું બળ ઓછું થયું નહીં ચંદ્રના પ્રકાશમય ઉજ્વળ રાત્રી દુરજનોના મુખસમ અંધકારમય થઇ ગઇ નભમંડળમાં વાદળો દોડા દોડ કરવા લાગ્યાં કે જાણે અધર્મીજનોના અધર્મથી વસુધાનું વારી ખુટી પડ્યું હોયની વિદ્યુલતા ચમકવા લાગી અને તેનો પ્રકાશ સર્વ મનુષ્યોના ચક્ષુને દીસવા લાગ્યો. વિષયી દુર્ગુણી સુંદરલાલ માત્ર વિષયનુંજ સ્મરણ કરનાર મદમાંજ છાકી જનાર અભીમાનમાં

અંધ થનાર જે પહેલાં કુટીલ વિચાર રૂપી સમુદ્રનાં પાપ રૂપી મોજાંમાં અથડાતો હતો તે વરસાદ રૂપી વીઘ્ન આવી પડવાથી કિર્તનવાળા મકાનના બ્હારના ભાગમાં એકાંત જોઇ ઉભો એટલામાં ભક્તરાજે એક મનહર છંદ સમયને અનુસરતો જોઈ કહી સંભળાવા માંડયો.

**મનહર છંદ.**

સાધુઓ છુપાયા દંભ દાંભિકોનો દ્રષ્ટ દેખી
ખલકમાં ખળો તણી સખ્યાનો શુમાર ના
વેગે વધ્યા વ્યસની જુગારી, વ્યભીચારી જારી
ચોરીમાં ચતુર પેખ્યા ચાડિયાનો પાર ના
વિનય વિયોગી ઢોંગી ધુતારા ઠગારા પૂરા
સૂનીતીના ત્યાગી સાથી સ્નેહી કુવિચારના
સમજ પડે ન ઉરે કપટી કુટીલ તણા
પ્રભૂ વિના પાપીઓને કો બચાવનારના

આ શબ્દો બધા શ્રોતાઓ કરતાં સુંદરલાલના મગજ ઉપર વધારે બેઠા કારણ કે પોતે બધા દુર્ગુણી દુરાણુમય કર્તવ્યોમાં પુરા હતા સુંદરલાલે મહારાજ સાથે વાદ વિવાદ કરવા વિચાર કર્યો. અને એટલા સુધી નિશ્ચય કર્યો કે વખતે લડાઇ થાય તો તેપણ કરવી આ વિચારથી શ્રોતાઓની વચ્ચે પસાર થઇ. અંદર ઘુસ્સો વિચારતો કર્યો પણ એકલાએ શું કરવું આમ ધારી પાછો ફર્યો સ્થીર થયો ક્ષણમાં શું થાયો હૃદય સમમુદ્રમાં કલ્પનારૂપી પવન વાવા લાગ્યો જેથી સુંદરલાલનું તરંગ રૂપી વ્હાણ અકોળાવા લાગ્યું તેમાં બેઠેલો આત્મા રૂપી મુસાફર સ્થીર ન થતાં ખલાસીની જગોએ દાખલ થઇ. પાર ઉતરવા ઇચ્છા કરવા

લાગ્યો. પણ દેહ રૂપી સ્ટીમરના અંતર્મરૂપી વાંસથી પાર ન હોતાં તુબાનના અરસા ઉપર આવી ગયું પણ આત્મા રૂપી મુસાફરે સત્યરૂપી પ્રયાસથી તરંગરૂપી વહાણને કીના રે લાવી મુક્યું અને શ્રીહરીના ભક્તીરૂપ હુડિયાથી બ્હાર નિકળવા સાધન શુન થયા સુંદરલાલને અંદર પેસતાં પેસ તાં પરમ કૃપાળુ રામચંદ્રજીની જયનો ઉત્તમ ધ્વની હજારો મુખથી નીકળેલો સંભળાવા લાગ્યો ભક્તજનો એક વખત રાધે શામ એ શબ્દ કહેતાં હજારો હરીજનો એ શબ્દને ઉચારવા લાગ્યા. આથી સુંદરલાલના હૃદયમાં અત્યાર સુધી જે કલ્પનાઓ થતી હતી તે સઘરી નાશ પામી પોતે અં દર જવા ઇચ્છા કરી પરંતુ પાટલુન તથા બુટસ્ટોકિંગ ધા રણ કરેલા હોવાથી ક્યાં જઇ ઉભા રહેવું તે વિષે શંકા કરવા લાગ્યો છેવટે સમયને આધીન થઈ અંદર જવા ઉ ચીત લાગ્યું કદાચ આ વખતે વરસાદ ન આવતો હોત અને પોતાની છત્રી ન ભાગી ગઇ હોત તો તે અહીં એક મીનીટ પણ ટકત નહિ પરંતુ ગુણસુંદરીના ભક્તીના પ્રભા વથી શ્રીહરીએ મેહેર કરી આ બધો સંયોગ મેળવી આ પ્યો પરમ કૃપાળુ પરમેશ્વરની લીલા અકળ છે.

### રાગ જય જય જય જય વિભુ જગતપતી

રાધેશામ કૃપાનિધી કૃસ્ણ પ્રભૂ રાધે
ધેનુચરાવી વૃંદાવનમાં પાન કરે નિત્ય ગોરસનું રાધે
શામ મનોહર નામ રસીલુ નિત્ય ભજો વ્રજવિઠ્ઠલનુ. રાધે
મન મોહન પ્રભુ કુંજવિહારી ધીમહી ધ્યાન
ગીરીધરનુ—રાધે
જગતના જયકાર જય શ્રીકૃસ્ણને નર જે સ્મરે

ભક્તના ઉદ્ધાર તારક પ્રભૂ સદા સંકટ હરે
સુખધામ સદા વરદાઇ વિભુ રાધે

આ ઉત્તમ રાધે શામ શબ્દો સત્ય ટેકથી સ્મરનાર સર્વે જનોને ઉદ્ધારનાર તારનાર અને મોક્ષને પમાડનારા છે આ શબ્દો ગમે તેવા ક્રુર હોય માણસને પણ પીગળાવે તેવા છે તેના પ્રભાવે ગુણસુંદરી શ્રીહરી ની સહાયને પામી સુંદરલાલના સ્વેચ્છીક હૃદયમાં રાધેશામ રતિનાગ શબ્દોએ પ્રવેશ કર્યો અને તેના અધર્મ રૂપ બંધનનો નાશ કર્યો, વિષય વાંછના અને પ્રભુ ભક્તી એ બેની વચ્ચે વિગ્રહ શરૂ થયો, આખરે પ્રભુ ભક્તીની જીત થઇ અને સર્વે શ્રોતાઓની માફક જય શ્રીહરીના ઉચ્ચારથી ભક્તરાજ સન્મુખ જવા ઉતાવળો થયો જય શ્રીહરી કહી શ્રોતાઓની ભીડમાં આગળ વધ્યો તેને જોઇ હરીજનોએ માર્ગ આપ્યો અને આગળ આવી ભક્તરાજ પ્રત્યે જય શ્રીહરી એ શબ્દો તુટક બોલતો ઉભો હોઠ ફફડાવા લાગ્યો રોમાંચ ખડાં થયાં મુખ વિવર્ણ થયું. ભક્તરાજ તરફથી અપમાન થશે કે કેમ વગેરે વિચારમાં ગુંચાયો. પરંતુ સુંદરલાલને જોતાં ભક્તરાજ આસનપરથી ઉઠી હાથ પકડી સુંદરલાલને પોતાની જોડમાં બેસાર્યો. જય શ્રીહરી જય શ્રીહરી ઉદ્‍ગારોથી આખું મકાન ગાજી રહ્યું. પરંતુ સુંદરલાલનો ચહેરો શાન્ત થયો નહી. તે તો પોતે આ પ્રમાણે હૃદથી જાદે માન મળેલું જોઇ દિગ્મુંઢ બની રહ્યો. પરંતુ આ સઘળું ઘણીવાર ટક્યું નહિ કારણ કે રાત્રીના અગીઆર વાગ્યા હતા તેથી એક કલાક બાકી હતો ભક્તરાજે આનંદ સહ સર્વ પ્રાણીને ઉદ્ધારક ગઢા મંત્ર રૂપ રામનામનું

કિર્તન શરૂ કર્યું વાચકોને શંકા થશે કે ભક્તરાજે અધર્મી સુંદરલાલને એટલું બધું આદરમાન આપ્યું તેનું કારણ શું તેના જવાબમાં માત્ર એટલુંજ કહેવાનું કે હમેશાં પ્રભુ ભક્ત સજ્જનો બીજાને બોધ દઇ સુધારવા પ્રયત્ન કરે છે ત્યારે જો કે એવા દુર્જનોને આદરમાન ન આપવામાં આવે તો તેઓ બીલકુલ સમાગમજ નકરે અને જ્યારે સમાગમ ન કરે ત્યારે સુધરવાનું કોણ કહે આ કારણથી એવા જનોને આદરમાન આપવો યોગ્ય વાર્યો સજ્જનોને આદરમાનની જરૂર હોતી નથી તેઓ તો માત્ર શ્રેયકર વસ્તુ વિના આદરમાને પણ મેળવવા ચુકતા નથી. માટે સઘળા હરીજનોથી વધારે આદરમાન આપી સુંદરલાલને ભક્તરાજે પાસે બેસાડ્યો સુંદરલાલે ભક્તની અત્યંત પ્રીતી જોઈ પોતાના મનમાં આનંદ પામ્યો. બે હાથ જોડી ભક્તરાજ સંન્મુખ ઉભો રહી કંઇ કહેવા વિચાર કરવા લાગ્યો ભક્તરાજ પ્રત્યે વિનતી કરવા ઉત્સુક થયો.

મહારાજ મારા ઉપર કૃપા કરી બોધ કરો, સુંદરલાલે કહ્યું.

બાઇ આજે વખત થઇ ગયો છે જેથી ઇચ્છા હોય તો સવારના આશ્રમે પધારજો ભક્તરાજે કહ્યું.

મહારાજ જેવી આજ્ઞા. સુંદરલાલે કહ્યું.

બાઇ ઇચ્છા હોય તો નસીબ આગળના (જુલ્ફા) કેશ કાઢી નાંખી પધારજો.

એટલું કહી છેવટનું ભજન શરૂ કર્યું.

એકસો આઠ વખત રામનામ મય ઉત્તમ ભજન સર્વ શ્રોતાઓ પાસે બોલાવવું શરૂ કર્યું.

## રાગ—ભજ રામરામરામ—એ.રાહ.

જય રામરામરામ શ્રીરામ શ્રીરામ જય રામરામરામ (૨)
રામરામરામરામ સ્મરિયે સદા રામરામ
રામરામરામ જય રામરામરામ
શ્રીરામ શ્રીરામ શ્રીરામ શ્રીરામ. જય રામરામરામ (૨)
રામરામ જય રામકે રામ નામ ભય વામ
રામરામ સ્મર સર્વદા રામરામ સીતશામ
ભજો ભ્રાત રામ નામ મા વિસારો મોક્ષ ધામ
રામ રામ રામ જય રામ રામ રામ
શ્રીરામ શ્રીરામ શ્રીરામ શ્રીરામ. જય રામરામરામ (૨)
રામ ભક્ત ભાવે ભજે રામ રામ શ્રીરામ
રામ નામ ભજતાં હરે ત્રિવિધ તાપ ગુણધામ
ભક્તના કૃપાળુ રામ સેવકોના સુખ ધામ
રામ રામ રામ જય રામ રામ રામ
શ્રીરામ શ્રીરામ શ્રીરામ શ્રીરામ. જય રામરામરામ (૨)

### સાખી.

ઉદ્ધારક સૌ પ્રાણીને મહા મંત્ર શ્રીરામ
સ્મરે સત્ય પ્રીતી થકી મળે મોક્ષનું ધામ, સીતાવર રામ
ચંદ્રકીજય રામચંદ્રકીજય અવધપતિ રામચંદ્રકીજય
રામ રામ શ્રી રામ જે સ્મરે દીનરાત
રામ રામના ઘોષથી ટળે કષ્ટ ઉત્પાત
રામ રામ રામ રામ રામ રામ રામ રામ
રામ રામ રામ જય રામ રામ રામ
શ્રીરામ શ્રીરામ શ્રીરામ શ્રીરામ જય રામરામરામ
કિર્તન સમાપ્ત થયા પછી સરવે શ્રોતાઓ ભક્તરાજ

પ્રત્યે જય શ્રીહરીના ઉદ્‌ગારોથી નમન કરી પોત પોતાના ગૃહ તરફ વિદાય થવા લાગ્યા છેલ્લી વખતની સમાપ્તી માટે ગીરીરાજ ઘણુંકી જયના મનોહર ધ્વનીથી સરવે હ રીજનો વીદાય થયા સુંદરલાલ પણ જય શ્રીહરી કરી ઘર તરફ પલાયમાન થયો માર્ગમાં પોતાને માન મળવાથી ફુ લાવા લાગ્યો આગળ જતાં વિચારવા લાગ્યો કે મારા જેવો એ જન મંડળમાં કોઇ માણુસ નહતો ગમે તેમ થાય પણુ કાલે ભક્તરાજ પાસે જઇ બોધ તો લેવો. પછી જે થાય તે ખરૂં પરંતુ આ જુલ્ફાનું કેમ થશે કાઢવાં કે ન કાઢ વાં એ વિચારમાં ગુંથાયો એક તરફથી વિકારમય અભી માને ખેંચ કરવામાંડી તો બીજી તરફથી શ્રીહરી ઉદ્‌ગારે ચિત્ત ફેરવ્યુ આખરે જયકારમય શ્રીહરી શબ્દોની જીત થ ઇ સુંદરલાલના હૃદયમાં મારા જેવો આ મંડળમાં કોઇ ન થી એ અભીમાની શબ્દો તેને માટે પહેલાં યોગ્ય હતા કા રણુ કે એના જેવો અધમ વિષયી નર ભક્તમંડળમાં ક્યાં થી હોય નજ હોય, પરંતુ આ અભીમાની શબ્દો ઘણી વખત ટક્યા નહિ શ્રીહરીએ ગુણુસુંદરીની ભક્તીને આધીન થઇ સુંદરલાલની પાપી વૃત્તિ બદલી નાંખી અને શુભમાર્ગ માં વળેલો ઘેર જઇ પોતાની પત્નીને સઘળી બીના કહી સંભળાવી ગુણુસુંદરી આથી આનંદમય બની આજના દી વસને સદ્‌ભાગ્યમય સમજવા લાગી. સવારના ચાર વાગે ઉઠી નાહી ધોઇ દેવસેવા કરી પોતાના સ્વામી સુંદરલાલને ઉઠાડી દાતણુ પાણી આપી ગૃહકાજમાં દોરાઇ સુંદરલાલના હૃદયમાં રાત્રીની ઉછરંગમય બાબત વીસરી ગઇ ન હતી. ઉઠીને તેવો શૌચાદી કર્યા પછી દંતધાવન કરી હજામને બો

આવી દુષ્કૃતમાં ડુબાવનાર કુટીલતાને વધારનાર અજ્ઞાન માં અંધ બનાવનાર વિકારમય જુલ્મનો ત્યાગ કર્યો. અહા આશબ્દો સાંભળી વાચકોને આશ્ચર્ય થશે કે અધમ સુંદલાલે મનોવૃત્તિ બદલી જુલ્મનો ત્યાગ કેમ કીધો પણ પરમ કૃપાળુ કૃષ્ણુપરમાત્માની ગતી ગહન છે તેની કળાનો કોઈ પાર પામ્યું નથી બ્રહ્માદી દેવતાઓ પણ જગત પિતાની કૃતી જાણી શક્યા નથી. તેમણે ગુણસુંદરીની ભક્તીથી સું દરલાલની દુષ્ટ વૃત્તિ બદલી નાંખી. જે કૃષ્ણુ પરમાત્મા શ્રી હરીએ નરસીંહ મહેતાની હુંડી સીકારી હતી જે કૃષ્ણુ પરમાત્મા શ્રીહરીએ ભક્ત પુત્રી કુંવરબાઈને વાશેતરને વખ તે મામેરૂ પુર્યું હતું. જે કૃષ્ણુ પરમાત્મા શ્રીહરીએ નરસીંહ મહેતાની લજ્જા રાખવા વરસાદ વરસાવ્યો હતો જે કૃષ્ણુ પરમાત્મા શ્રીહરીએ મીરાંબાઈને રાણા તરફથી આવેલો વિષનો પ્યાલો અમૃત કરી દીધો હતો જે કૃષ્ણુ પરમાત્માએ રોહીદાસ ભક્તનું શ્રીફળ હાથોહાથ ગ્રહ્યું હતું જે શ્રીહરીએ પંચાળીને કૌરવની સભામાં નવસેં નવાણું ચીર પૂરી લજ્જા રાખી હતી જે શ્રીહરીએ પરમ ભક્ત પ્રહ્લાદને હિરણ્યકશ્યપના ભયથી બચાવ્યો હતો, જે શ્રીહરીએ દમયંતીને ઢીમરના ભયથી મુક્ત કરી હતી જે શ્રીહરીએ સુદામાજી વિપ્રના તાંદુળ આરોગી દરીદ્ર દુખથી મુક્ત કીધો હતો જે શ્રીહરી કૃષ્ણુ પરમાત્માએ આહીરનું એઠું અન્ન ખાઈ તેને ઉધાર્યો હતો જે શ્રીહરીએ ભક્તરાજ વિદુરજીની તાંદળજાની ભાજી આરોગી સંતોષ માન્યો હતો જે શ્રીકૃષ્ણ બહાલે પાંડવોને સ્હાય કરી અરજુનનો રથ હાંક્યો હતો, તેજ શ્રીહરીએ તેજ પરમ કૃપાળુ જગત પિતાએ તેજ

નોધારા આધારે તેજ સત્યના સ્હાયકે તેજ ભક્તના તારકે અધમ સુંદરલાલના હૃદયમાં તેની સદ્‌ગુણી પત્ની ગુણસુંદરીની ભક્તીના પ્રભાવથી પ્રેરણા કરી વિકારમય બાબતોને ત્યાગ કરવા વૃતિ બદલાવી. સુંદરલાલ સ્નાન ઈત્યાદી કરી શુદ્ધ વસ્ત્રો પહેરી ભક્તરાજના આશ્રમે જવા નીકળ્યો. રસ્તામાં જતાં વ્યસની મિત્ર મળ્યો પરંતુ તેની પરવા ન કરતાં માત્ર શ્રીહરી શબ્દનું સ્મરણ કરતો પછી ગણીશ કહી સત્વર ભક્તરાજના આશ્રમે જઇ પહોંચ્યો જય શ્રીહરી કહી બે હસ્ત જોડી ઉભો ભક્તરાજે સામા પાંચ વખત જય શ્રીહરી કહી આનંદથી અને વળી શુદ્ધ થયો જોઇ વિશેષાનંદથી આદરમાન આપી બેસાડયો.

પ્રીય ભાઇ તમારૂં નામ શું છે. ભક્તરાજે કહ્યું

મારૂં નામ સુંદરલાલ છે. મહારાજજી

બહુ સારૂં ભાઇ તમે બોધની ઇચ્છા રાખો છો !

મહારાજે કહ્યું.

જીહા. એટલાજ માટે આવ્યોછું. સુંદરલાલે કહ્યું

હું પામરથી શું બોધ થઇ શકશે. મહારાજે કહ્યું

મારી ઇચ્છા આપ પાસેથીજ લેવાની છે.

ઠીક છે પરંતુ તમારા દુર્ગુણો કહેવા પડશે.

તૈયારછું. આજ્ઞા હોય તેમ વર્તવા.

સઘળા દુર્ગુણો છોડવા પડસે.

તે બનવું કઠીન છે કારણ કે મારામાં બે દુર્ગુણ સજજડ વળગેલા છે વ્યસન અને વ્યભીચાર તેમાં વ્યસન તો કોઈ વખત પણ ત્યાગ થઇ શકસે પણ વ્યભીચાર એને તો મેં ઘણી વખત તજવા ધાર્યો પણ તેનાથી મુ

કત થવાતું નથી, અને એમાં તો મેં મ્હારૂં સર્વસ્વ ખોયું છે. આમ બોલી દિગ્મુંઢ બની જોઇ રહ્યો મન વિહ્વળ થયું કામ વિકારે દબાણ કર્યું. શુદ્ધ ભાવના દુષ્ટ કામ વિકારને જોઇ નાસવા લાગી પરંતુ ભક્તરાજ સમજી ગયા.

સુંદરલાલ કંઇ નહીં ન છોડાય તો હરકત નથી છોડવાની જરૂર નથી પરંતુ જે કૃત્ય કરો તે સઘળું સાચે સાચું દરરોજ સવારના દસ વાગે આવી કહી જવું અને રાત્રીએ કિર્તનમાં થોડી વખત આવવું. એ બનશે કે કેમ મહારાજે કહ્યું.

સુંદરલાલે ખુશી થઇ કહ્યું અવશ્ય તેમાં નહિ ચુકું.

ને સાથે જરા એટલું કરજો કે સવારે નાહી ધોઇ શ્રી હરીનું નામ એકસો આઠ વખત બોલી જજો. પછી મહારી પાસે આવજો તમોને યાદ ન રહે તો હું લખી આપું છું તે દરરોજ વાંચી જજો.

## રાગ.

શ્રીહરીહરી સ્મરો હરીહરી હરી હરી હરી ઉચારૂં.

કુનીતિ પરહરી.

હરી હરી હરી ઉચારૂં કુનિતિ પરહરી
રીપુ સર્વને હરવા હરી હરિ જપું નામ જયકાર
હરી હરી હરી જય ધ્વનીથી જાણું જગદાધાર
રીપુ કામને ક્રોધ મોહ માયા મદ શ્રીહરિ સાપ
શ્રીહરિ હરિ હરિ નામ ન ચુકું સોગન શ્રીહરિ આપશ્રી
હરી હરી સમરો હરી હરી હરી હરી હરી ઉચારૂં.

કુનિતી પરહરી.

રીડ પાડિ હરિ હરિ મુખ જપિને નૃત્ય કરૂં હરિ નિત્ય

શ્રીહરી હરિ હરિ વદુ ઉદ્દગારો સત્ય હરી ધરિ પ્રીત-
શ્રીહરી હરી સ્મરૂં હરી હરી હરી હરી હરી ઉચારૂં.

કુનિતી પરહરી.

હરી હરી જય હરી હરી શ્રીહરી હરી સુખકાર
હરી હરી શુભ નામ સ્મરીને વંદું વિશ્વાધાર-
શ્રીહરી હરી સ્મરૂં હરી હરી હરી હરી હરી ઉચારૂં.

કુનિતી પરહરી.

ફરતાં ફરતાં હરિ હરિ હરિ હરિ હરિ હરિ હરિ ઉદ્દગાર
રમતાં પણ હરિ હરિ હરિ રટિને રહિયે સુખ મોઝાર
શ્રીહરી હરી સ્મરૂં હરી હરી હરી હરી હરી ઉચારૂં.

કુનિતી પરહરી.

રાગ. સૈયર નિજ નિજ.

હરિ હરિ હરિ હરિ રટિયે નામ સદા સંસારમાંરે
જય જય હરિ હરિ રાધે શ્યામ સીતાપતિ રામ
હરિ હરિ હરિ હરિ રટિયે નામ સદા સંસારમાંરે
શ્રીહરિ શ્રીહરિ શ્રીહરી. સ્મરિયે ધારી ટેક.
હરિ હરિ હરિ હરિ જાપથી કષ્ટ રહે ના એક
જય જય હરિ હરિ હરિ હરિ વદિયે શુભ, ઘડ્ટી સદારે
જેથી વિઘ્ન વિદારે શ્રીહરિ સંકટ વામ
હરિ હરિ હરિ હરિ રટિયે નામ સદા સંસારમાંરે.

બીજે દિવસે સુંદરલાલ રાતના આઠ વાગે પોતાની પત્ની ગુણસુંદરીને કહી કિર્તન સાંભળવા માટે નિકળ્યો. આ વખતે મહારાજ તે સ્થળે નહિ આવેલા હોવાથી પોતે સુ બુદ્ધિકાના ઘર તરફ ઉતાવળેથી ચાલી નીકળ્યો આ વખતે પોતે સાદો પોશાક પહેર્યો હતો કારણ કે જુલ્લા ઉતાર્યા

ત્યારે ટોપી ન શોભવા લાગી અને ટોપી ન સોભતાં વ.સ કુટ કોટ પાટલુન મોજા બુટ વગેરે કંઇ પણ સોભવા ન લાગ્યું આથી માત્ર સાદાં વસ્ત્રોજ પહેરી બહાર નીકળ્યો હતો. આ વખતે અંગરખાને ખીસું નહિ હોવાથી પાસે પૈસા વગેરે કંઇ લીધું હતું. નહિ પૈસા નહિ હોવાથી વ્યસન પણ થઇ શકેલું નહિ ગુણીકાને ત્યાં જતાં અનેક વિચારો કરવા લાગ્યો, જેવો બારણા નજીક પહોંચ્યો તેવો અટક્યો કારણ કે આ વખતે વેશ્યા એક શ્રીમંતના વીસ વરસના છોકરાના અંગ ઉપરથી ઘરેણાં ઉતારવામાં હતી. તેણે સુંદરલાલને સાદાં વસ્ત્રો પહેરેલાં દેખી તેની પાસે શું હશે ધારી કાઢી મુક્યો. સુંદરલાલ બહાર આવી છાનોમાનો પેલો બનાવ જોવા સંતાઇ રહ્યો ગુણીકા જેવાં ઘરેણાં વસ્ત્ર વગેરે હરણ કરી રહી કે તરત પાછળની બારીએથી તે છોકરાને ફેંકી દીધો આ હૃદયભેદક બનાવ દેખી સુંદરલાલને કમકમાટ ઉપજ્યો અને ફરીથી આવીશ તો કોઇ વખત મારી પણ એજ દશા થવાની ધારી નીશ્ચય કરી એકદમ પાછો વળ્યો રસ્તે ચાલતાં તેનો તેજ બનાવ દ્રષ્ટિ ગોચર થવા લાગ્યો આથી પોતે ગુણીકાને ઘેર કોઇ વખત ન જવું એવી પ્રતિજ્ઞા લીધી મહારાજને મુકામે આવી પહોંચ્યો મહારાજ પ્રત્યે બનેલું સર્વ વૃતાંત કહી સંભળાવ્યું. આ પ્રમાણે દરરોજ સત્ય બાબત કહેવાથી તથા મહારાજના સદ્દબોધથી થોડે થોડે કેટલીક મુદતે અધમ સુંદરલાલ શ્રેષ્ટતાને પામ્યો. જે સુંદરલાલ અધમાચરણોને અનુસરી પાપમાંજ રમણ કરતો હતો જે સુંદરલાલ સદ્દબોધનું નામ પણ શ્રવણે સાંભળવા ઇચ્છા કરતો નહતો જે સુંદર

લાલ દરેક દુષ્ટ બાબતોમાં લીન થઇ સુનીતીનો શતરૂ થઇ રહ્યો હતો જે સુંદરલાલ સદ્ગુણી ગુણસુંદરીના સ્નેહથી વિમુખ બની અધમ વેષ્યા કુલટા નારી સાથે જાર કર્માદી સ્નેહમાં ઉત્સુક થતો હતો જે સુંદરલાલ માતપિતાનો અમુલ્ય અમૃતમય સદબોધક વચનોનો ત્યાગ કરી દુષ્ટ વિકારી વિષયી મિત્રો સાથે પ્રીતી કરતો હતો જે સુંદરલાલ છોકરવાદી બાબતોમાંજ પ્રવર્તે થઇ સજ્જનોનો નિંદારૂપ થતો હતો જે સુંદરલાલ સ્વમનોવૃતિઓને સ્વતંત્ર બનાવી દુર્ગુણ સાગરમાં મહાલવા દેતો હતો જે સુંદરલાલ કુકર્મોનુંજ સ્મરણ કરી સદકર્મથી વિમુખ બનતો હતો જે સુંદરલાલને બુટ સ્ટોકીંગ પાટલુન કોટ ટોપી વગર જરા પણ ચાલતું ન હતું જે સુંદરલાલને જુગટા વિના એક દીવસ પણ જતો નહતો જે સુંદરલાલને વ્યસન સિવાય એક રાત્રી પણ જતી ન હતી તે સુંદરલાલ આજે સદબોધ રૂપી સુધા સાગરમાં સ્નાન કરી દોષ વિમુખ બની સદગુણનો સાથી બન્યો અને ગુણસુંદરી પ્રત્યે સ્વત: સ્નેહથી વર્તવા લાગ્યો. સત્ય અસત્ય સમજવા લાગ્યો પરમકૃપાળુ જગતપિતાની ભકતી શુદ્ધ અંત:કરણથી કરવા લાગ્યો. આથી ભકતરાજનો ગુણસુંદરી સંપુર્ણ આભાર માનવા લાગી સુંદરલાલ સદવર્તિમાં પ્રેરાઇ ભકતરાજના સમાગમમાં અહોનીસ રહેવા લાગ્યો એક વખત શુભ પ્રસંગ જોઇ ભકતરાજને પોતાને ત્યાં પધારી પાવન કરવા ગુણસુંદરીએ આમંત્રણ કર્યું તે સાથે સુંદરલાલનો અધીક સ્નેહ નિહાળી ભકતરાજથી ના કહી શકાઇ નહિ પોતે હાથમાં તાળ લઇ ભજન કરતા કરતા સુંદરલાલના આશ્રમ તરફ નિકળ્યા સુંદરલાલ

પણ આ વખતે સાથે હતા જેને ચાલતાં ગુણીકાનું
ઘર આવ્યું ગુણીકા બહાર નિકળી જોવા લાગી
તો હરીજન મંડળ ગાતું બજાવતું અને નૃત્ય કરતું
ચાલ્યું જતું હતું તેમાં પોતાને ત્યાં આવનાર સુંદરલાલ
પણ અત્યુતમ તાલ બજાવતો નૃત્ય કરતો હતો આ દેખી
ગુણીકા જેને શ્રીમંતના છોકરાની બાબતમાં શાશન થયું
હતું તે આ દેખી આગળ આવી દંડવત્ કરી નમી પડી અને
પોતાનો નીચ ધંધો ત્યાગ કરી સદમાર્ગે દોરાઇ પ્રભૂ ભજન
કરવા ઇચ્છા બતાવવા લાગી પોતે સુંદરલાલનો દાખલો લઇ
હંમેશ ભક્તી કરવા અર્થે સરીતા તટપર એકાંત વાસ
જોઇ રહેવા નિશ્ચય કર્યો સુંદરલાલના આત્મા ભક્તરાજ પ
ખાય અને સદગુણી ગુણસુંદરી તથા સુંદરલાલ તેમનું પુ
જન કરી આનંદ પામ્યા અને આ દુનિયામાં શુદ્ધ વૃત્તિથી
શ્રીહરીની ભક્તી કરી સંતોષથી દીન ગુજારવા લાગ્યાં.

સતી સવીતાના દ્રષ્ટાંતથી મનહરલાલનું હૃદય પાપ
કરમોને માટે પસ્તાવો કરવા લાગ્યું. દરેક દુષ્કર્મો દષ્ટી આ-
ગળ ખડાં થયાં, પરમકૃપાળુ શ્રીહરી પ્રત્યે જવાબ શું દેવો
તેનો વિચાર થવા લાગ્યો, વિચાર સાગરમાં [illegible]
ઝકોળાવા લાગ્યો સંકટ રૂપી પવનના પુરજોશમાં તણાવા
લાગ્યો એટલામાં જાનસીંહ જમાદાર એક સીપાઇ સાથે
આવી પહોંચ્યા આથી સવીતાનું મુખ સુખરૂપી ચંદ્રમા સં
કટરૂપી રાહુના પંજામાં સપડાવા માફક દિસવા લાગ્યું. આ
સઘળુ ઘણીવાર ટક્યું નહિં મનહરલાલ કહે વ્હાલી મારો
અપરાધ ક્ષમા કરજે હું જાઉં છું મને મારૂં કાળરૂપ
વ્હાણ પાસે આવ્યું લાગે છે. હું પાપી મારી આશા

હું પણ સુંદરલાલની માફક દુષ્કર્મોમાં દોરાઇ સદ્ગુણનું નામ પણ સમજતો નહતો તે ગુણસુંદરી તુલ્ય તમારા સત્ય સ્નેહથી સદ્નીતીમાંજ સ્વસાર્થક્ય સમજ્યું તે તમારી જ સાચી ભક્તી સાચી સેવાનો પ્રભાવ છે. હે જગતપિતા હું અધર્મી આપના પવીત્ર દરબારમાં શી રીતે આવી શ કીશ હે જગતપિતા મેં આપનું ઉત્તમ નામ કોઇ વખત પણ યાદ કર્યું નથી મારૂં શું થશે હરી હરી મેં જો પ્ર થમથીજ આપનું અમુલ્યનામ ઓળખ્યું હોત તો મારી આ દશા આવત નહિ. પ્રિય પત્ની મેં લગ્નનો કરાર તો કર્યો છે. મેં અધર્મીએ પિતાતુલ્ય તમારા પિતાશ્રી ચંદ્ર શંકરનો અનાદર કર્યો છે મેં પાપીએ તમારો ત્યાગ કર્યો હતો તોપણ તમે તમારી ફરજ બજાવી છે એને માટે હું ઉપકાર માનુ છું મને માફી આપો હું દુર થાઉ છું હવે મળવા વખત નથી ચાર વાગ્યા છે પાંચ વાગે રજુ થવું જોઇએ વ્હાલી રજા આપો હું પાપીને રજા આપો.

સવીતા આ શબ્દોથી ગભરાઇ ગઇ તેનું કોમળ મુખ વિવર્ણ બન્યું ચક્ષુમાંથી અશ્રુ ધારા વહેવા લાગી તેના જળ પ્રવાહથી અંગપર પરીધાન કરેલી ઉત્તમ સાડી સાટી ભીંજાઇ ગઇ. જવાબ દેવાઇ શક્યો નહિ તોપણ જરાવાર નીચું જોઇ રહી જમીન ઉપર ગાંડી માફક લીટા ખેંચવા લાગી જવાબ શું દેવો વળી બળ કરી મુખ ફેરવી હોઠ ફ ફડાવા લાગી બોલવા પ્રવર્તી થઇ પ્યારા પ્રાણનાથ રજા શું રજા કદી નહિં રજા નહિ આપી શકાય. પ્યારા જીવતાં જીવતાં રજા નહિ આપી શકાય. સવીતાના રડવાથી મન હરલાલ પણ ગળગળો થઇ ખુરશીપરથી નીચે ઉતરી સ

વીતાનો કર પકડી આંસુ સારવા લાગ્યાં સવીતા પોતાના પતી મનહરલાલના ગળામાં હાથ નાંખી રડતી ઉભી રહી

**મનહરલાલ—રાગ—પિતાજી આ ! કોપ—એ રાહ.**

પ્રિયા છોડિ છેડો દિયોને રજા
મને પાપીને પામવા દો સજા
અધર્મ કરી દેહ મેં ભ્રષ્ટ આ
મુને ત્યાગતાં વ્હાલિ દુખી ન થા
નથી યોગ્ય રાણી તમો પાસ હું
કરેલા કુકૃત્યોનો બદલો લહું

**સવીતા—**અરે પ્રાણ પ્યારા વદો ના વચન
તમોને મેં અર્પ્યું ખરે તન મન
તમે દેહ મારા તણા છો પતી
ગમે તે કરોને ડરો ના રતી
તમે પ્રાણ મારા તમે શીરતાજ
કરૂં સેવ સાથે રહી સૂભ કાજ
નહીં પ્રાણ જૂદી થવાની હું દાસ
રજા શબ્દ બોલી કરો ના નિરાસ

**મનહરલાલ—**ભલે વ્હાલી મારી સાથે તમે આવો તેમાં હું મારૂ સદભાગ્ય સમજુ છું તોપણ પવીત્ર રમણી તમે સુકોમળ સ્ત્રી જાતીને મારી સાથે લઇ જવા માટે શંકા છે. માટે ઇચ્છા હોય તો પાછળથી બનતો પ્રયાસ કરજો કહી ગ્યાનસીંહ જમાદાર સાથે ન્યાયસીંહના દરબારમાં જવા કેદી તરીકે પકડાય મનહરલાલ સવીતાની દ્રષ્ટીથી દુર થયો.

શામળશંકર—દુષ્ટ વિજય એવી દુષ્ટ લાગણી ધરાવતાં તને
બિલકુલ શરમ નથી આવતી! છટ છટ મિત્ર પ્રતે
એવી વૃત્તિ ધારણ કરવી એ તારા જેવો પાપીજ કરી
શકે. દૂર થા હવેથી મને મોહું બતાવીશ નહિ. શરમ
છે તારા જેવા પાપી મીત્રને.

વિજય—તમારા મોઢે વાત કરવાથી મહારે આટલું બધું
વેઠવું પડ્યું માફ કરજો આ સઘળી વાત ખરી નથી
હું તો માત્ર મશ્કરી દાખલ કહું છું. પધારજો.

શામળ—જા જા તે હું કબુલ કરતો નથી પરમ કૃપાળુ જ
ગત પિતા મનહરલાલને મુક્ત કરશે અને તારો પર
જય થશે એમ નક્કી સમજજે.

શામળશંકર રસ્તે જતાં વિચાર કરવા લાગ્યો અહા પા
પી મિત્રોની મિત્રતાનું પરિણામ કેવા પાયાપર જઈ શકે
છે કેવી રીતે જણાઈ આવે છે, હરી હરી મિત્રે આપણને
ભલામણુ નાગી કરી પરંતુ તેની સદ્ગુણી પત્નીને દુઃખ
પડે તે જાણવા છતાં પડવા દેવું! ના ના પછી સારા યા
નરસા શી રીતે જણાશે પછી સમ ક્યાં રહ્યું સાચી મીત્ર
તા ક્યાં રહી મિત્રની પત્ની તે બેન બરોબર છે માટે તે
ને સંકટ મુક્ત કરવી તે ખરા મીત્રનું કામ છે ખરો રને
હ તેજ ગણાય મનહરલાલને હું હમેશાં કહેતો પણ તે
માનતો નહિ પરંતુ મારે તો મારી ફરજ બજાવવીજ જો
ઇએ વિજય પાપીને જતાં પહેલાં હું પણ કેયે જઈ સંતા
ઇ રહું. એટલે બધું જણાઇ રહેશે સાંજનો વખત હોવા
થી ઘરે જઈ પિતાશ્રી વગેરેની આજ્ઞા લઈ આવું તથા તે
મને સઘળી બિનાથી વાકેફ કરું કારણ કે ચંદ્રશંકર કાર

ભારી તથા પિતાશ્રીને ગાઢો સ્નેહ છે જેથી અનુકુળ પડશે અને દુષ્ટ વિજયને સજા કરાવશે. ઠાકોર સાહેબે કારભારી સાહેબને સ્નેહની ખાતર મનહરલાલને સજા ન કરવા વિચાર જણાવ્યો પરંતુ ન્યાયની ખાતર ગેરઇન્સાફી બાબત ન્યાયી કારભારીએ કબુલ રાખી નહિ. ધન્ય છે એવા ન્યાયી નરોને કે ન્યાયની ખાતર કોઇ બાબતની દરકાર રાખ્યા વગર સત્યથીજ વરતે. અહો પ્રભુ આ દુનિયામાં એવા ન્યાયી જનો ન હોતે તો બ્રહ્માંડ શી રીતે ટકી શકે? મનહરલાલના બચાવ તરીકે તારામણીનો પુરાવો પણ સારો થયો છે. તેમ ન્યાયસિંહજીએ મોઢેથી એમ પણ બતાવ્યું છે કે મારૂં ન ચાલતાં કારભારી સાહેબના જમાઈને જન્મ સજા કરીશું પરંતુ યોગ્ય સમયે વર્તાશુક જોઇ વધ ઘટ થશે. ઇન્સાફની રાહ છોડી નજ દેવાય એ પણ ખરૂં છે. "ઇશ્વરેચ્છા બલીયસ્ત" રાત્રીના આઠ વાગે વિજય દુષ્ટ વિચારથી સવીતાના બંગલામાં દાખલ થયો. આ વખતે સવીતા રડતી આંખે પોતાના પતીનો પત્ર વાંચતી હતી. એવામાં તેની પાસે એક તરૂણ વયની જુવાન સ્ત્રી ભભકાદાર પોશાકમાં મોઢા આગળ આવી ઉભી તેણે સવીતા પ્રત્યે બોલવા માટે મુખમુદ્રા ફરકાવી.

બેન સવીતા અત્યારે શોક કરવાનો વખત નથી અત્યારે કોઇ નિર્ભય સ્થળે જવું જોઇએ કારણ કે તમો જુવાન હોઇ આ સ્થળે એકલાં રહેવું યોગ્ય નથી અને તમે ઓળખતાં નથી પરંતુ હું તમારા મામાની દીકરી થાઉંછું હું ઘણા વખતથી દેશાવર રહેતી હતી હું હમણાં થોડા વખતથી અત્રે આવેલીછું મને તમારા પિતાશ્રીએ અત્રે

કરી છે. માટે મારી સાથે સત્વર ચાલો.

પિતાશ્રીએ નામ સાંભળી સવીતાએ તેના સામુ જોયું અને અશ્રુ લોહતી બોલી. બેન હું તમને પિછાણુતી નથી પરંતુ તમે મારાં સગાંજ હશો એમ તમારા બોલવા ઉપર થી ખાત્રી થાય છે નહિ તો અહીં આ પ્રસંગે કોણ આવે સારૂં થયું બેન કે તમો આ પ્રસંગે આવી પહોંચ્યાં નહિ તો મારા મનને કોઇ કોઇ વિચારો ગોઠવાવા કરત. હાલમાં તમારા બનેવીએ પત્ર મોકલ્યો હતો તે કોઇ છોકરો આ વી આપી ગયો છે તેમાં તમારી સાથે જવા ભલામણ ક રી છે પરંતુ પત્ર તેમના પોતાના હાથનો લખેલો નથી. તે નું કારણ સમજાતું નથી.

સવીતા બહેન તે તો કોઇ મિત્રના હાથે લખાવ્યો હ શે. તેમાં કાંઇ શંકા કરવા જેવું નથી. આવેલી સ્ત્રીએ કહ્યું.

બહેન રાત્રી અહી રહો પછી સવારે જેમ યોગ્ય લા ગશે તેમ કરીશું. સવીતાએ કહ્યું.

બાઇશ્રી પત્રમાં શું લખ્યું છે લાવો હું વાંચી જોઉં. વિજયે કહ્યું.

વિશ્વાસુ સવીતા સુંદરીએ પત્ર વિજયના હાથમાં મુકયો. વિજયે વાંચવા માંડયો.

વહાલી પ્રિયા હું જાણું તમારે કાંઇ પણ પ્રયાસ ક રવાની જરૂર નથી તમારી પાસે સુનંદાને મોકલ્યાં છે તેઓ પાસે રહેજો તેમની બરદાસ્ત કરજો. અને તે જે સ્થળે લ- જાય ત્યાં જજો તેમાં કાંઈ અંદેશો રાખવા જેવું ન થી મેં છુટવા માટે પ્રયાસ કરયો છે. માટે ચિંતા કર વી નહિ—એજ. લી० મનહરલાલ.

વિજય—( પોતાના હાથનો પત્ર છે છતાં છુપાવીને ) બ રાબર છે. તે તો છુટીને હાથે આવશે પરંતુ આપણે તો નિર્ભય જગ્યાએ રહેવું જોઇએ. કદાચ તમે તમારા પિતાને ઘેર જાઓ પણ તેમણે તો મનહરલાલને સજાજ કરાવી છે. માટે ત્યાં જવું મને યોગ્ય લાગતું નથી. કેમ સુનંદાસુંદરી સત્ય છે કે નહિ.

સુનંદા—બરોબર છે મને પણ તમારૂં કહેવું યોગ્ય લાગે છે. ( એટલામાં એક ગાડી બે ઘોડા જોડેલી ત્યાં આવી ) ચાલો બેન આ ગાડી પણ આવી હવે વાર ન લગાડો. ત્યાંથી સવારે તમારા પતી વગેરેનો વિચાર કરવામાં આવશે. ચિંતા છોડી ગાડીમાં બેસી જાઓ.

સુનંદાનું વાત્સલ્ય ખરૂં સમજી બિચારી કોમળ હૃદયની પવીત્ર સવીતા ગાડીમાં બેસવા વિચાર કરવા લાગી સદગુણી સુંદરીને શું ખબર કે પોતાની પાછળ દુષ્ટ જનોનું કાવતરૂં રચ્યું છે બિચારી સવીતાને શું ખબર કે સુનંદા વગેરે સરવે કાવતરાનાં અધિષ્ટાતા છે પોતે તો વચ્ચા સુધી અને સ્ત્રી સ્વભાવાનુસાર સગી સુંદરી સાથે અને વળી પોતાના પતીના પત્રને માન આપી ગાડીમાં બેઠી. બિચારી રમણીને શું ખબર કે પત્ર પણ દુષ્ટ મિત્રના હાથથીજ લખાયેલો છે બિચારી અનાથ ને શું ખબર કે તેઓની દુષ્ટ ફાંસામાં ફસાવાની યોજના છે તેતો માત્ર પોતાનુ શ્રેય ધારી પતીના હુકમને માન આપવાજ ગાડીમાં બેઠી ગાડીમાં સુનંદા તથા સવીતા તથા ચેરમેન સીવાય કોઇ હતું નહિ કારણકે વિજય બધી ગોઠવણ કીધા પ્રમાણે બંગલેજ સાચવવાનુ બાનુ કરી રહયો. અને ગાડી જોત જો

તાંમાં સવીતાને લઇ પશ્ચિમ દિશામાં પલાયમાન થઇ સતી તાના હૃદયમાં માત્ર પતી સીવાય એક પણ શબ્દ રમણ કરતો ન હતો પતીનુંજ સ્મરણ કર્યા કરતી હતી. સુનંદા પોતાના વિચારોમાંજ લીન હતી હવે વાચકોને. સુનંદા કોણ તેનું ઓળખાણ આપીએ છીએ.

પ્રિય વાચકો સુનંદા એ આવનાર સ્ત્રીનું ખરૂ નામ હતુ નહિ. કારણ કે તે સદગુણી જનોને દુષ્ટ ફાંસામાં ફસાવનાર પૈસાની લોભીયણ ધુર્ત્તતામાં પ્રવીણ ગુણીકા હતી જેની સાથે વિજયને પ્રિતી હોવાથી તેણે તેને રકમ આપવી કરી સવીતાને ફાંસામાં ફસાવા અહીં બોલાવી હતી અને કોઇ માણસ જોડે પત્ર પણ પોતેજ લખી આપ્યો હતો સુનંદા એ નામ ખોટું ધારણ કરાવ્યું હતું પરંતુ તેનું ખરૂં નામ દુર્બોધા હતું. દુર્બોધાએ સવીતાને કોઇ પ્રસંગે જોઈ નુહોતી પરંતુ દુર્બોધાને ત્યાં પહેલાં મનહરલાલને પણ જવાનો પ્રસંગ હતો તેથી ચાર પાંચ ગાઉ છેટે પોતાના સાસરાના ડરને લીધે રાખવામાં આવી હતી વિજય પણ આખો દિવસ ત્યાંજ રહેતો, દુર્બોધાને રહેવાનું સ્થળ ન્યાયસીહદની હદનું નહોતું જેથી રાજ્ય તરફથી કોઇ બાબતની અડચણ આવે તેમ નહોતું દુર્બોધાએ મનહરલાલ પાસેથી સંદ્રશંકરની પહેરામણીમાં આપેલી કેટલીએક વસ્તુઓ લઇ લીધેલી હતી તેમાંની એક હીરાની વીંટી તે પોતાના હાથે રાખતી જ્યારથી સવીતા મનહરલાલ પાસે આવી ત્યારથી મનહરલાલ દુરબોધાને ત્યાં જઇ શકયા નહિં જેથી વિજયને કાવતરૂં રચવાની જરૂર પડી કારણ કે પહેલાં સઘળો પૈસો મનહરલાલનોજ વપરાતો હતો હતો પરંતુ હવે તો પોતાને

આપવા ફરજ પડી સતી સવીતાનો સ્નેહ મનહરલાલને જે
મ જેમ શુદ્ધ વૃતિઓમાં દોરતો ગયો તેમ તેમ દુરબોધા ઉ
પરથી મનહરલાલનો પ્રેમ નિર્મુળ થતો ગયો આથી ઈર્ષા
ગ્નીમાં હોમાયેલી કુટીલ કામાએ લાગ શોધવા માંડયો અને
તેના વિચારરૂપ કોવાડાને વિજયના વિચારરૂપ હાથાએ પ્ર
ચંડ કાવતરામાં દોરયો જેથી દુર્ગુણી:દુરબોધા વિજયના આ
શ્રય સાથે સબંધ ધરાવી સવીતાને માથે આફતનું વૃક્ષ નાં
ખી સદગુણનું વૃક્ષ છેદવા સહાય ભૂત થઇ. સવીતાને લઇ
જઇ ખોટા નામવાળી સુનંદાએ પોતાના મકાનમાં દાખલ
કરી જોત જોતામાં ભાડાની ગાડી સવીતાને દુષ્ટ સુનંદાના
મકાનમાં મુકી પાછી વળી.

સવીતાના જવા પછી વિજય મનહરલાલના બંગલામાં
શોધ કરવા લાગ્યો કારણ કે પોતાની પાસે દુરબોધાને આ
પવા તથા તેનું ગુજરાન ચલાવવા કંઇ રહ્યું નહોતું તેથી
મનહરલાલનાં કબાટ પેટીયો વગેરે તપાસવા લાગ્યો. તેમાં
થી કેટલોક બારવટીયાઓનો મેળવેલો પૈસો હાથ લાગ્યો

પ્રિય વાચકો જોઇ મિત્રતા. મિત્રતા કરવી તેમાં કેટ
લો બધો વિચાર કરવાનો છે. આતો મિત્રતા નહિ પણ
કુટીલતા ધિક્કાર છે એવા પાપી મિત્રોને શું? એ દુષ્ટો મિ
ત્ર શબ્દનો ખરો અર્થ નહિ સમજતા હોય? શું એ દુષ્ટો
મિત્રાઇનું ખરૂં રહસ્ય નહિ જાણતા હોય? ના ના તેઓ સ્વ
ધન વાંચ્છનાઓને આધીન થએલા પાપીઓ મિત્રતાનો
અર્થ ક્યાંથી સમજે અહા ક્યાં ચાંપરાજનો પહાડસીંહમીત્ર
અને ક્યાં મનહરલાલનો વિજયમીત્ર મીત્ર હજો તો એવા
જ પહાડસીંહ જેવા હજોકે જેણે ચાંપરાજને માટે અક્બર

ના દરબારમાં શીરસાટે જાગીનગીરી કરી હતી તેમ મિત્ર
હને તો તેવાજ ચાંપરાજ જેવા હજો કે જે પ્રમાણીકપ
ણાથી મુદત પ્રમાણે આવી રજુ થયો હતો. વળી દ્રષ્ટાંત
તરીકે માનસિંહ કરીને એક બહાદુર માણસને કાયદા વિ
રૂદ્ધ હથિયાર રાખી ગુન્હા કરે છે ધારી તથા તેના વિષે
તેના દુશ્મને એ કેટલીક જુઠી બાતમીઓ આપવાથી ત્યાંના
રાજાએ પોતાના પુત્રને મારનાર ઠરાવી તેને ફાંસી દેવા માટે
ઠરાવ કીધો આથી માનસીંહને ત્યાંથી છટકી જવાની જરૂર
પડી તે કેટલેક દુર પોતાના મિત્રને ત્યાં જઈ છુપીજ વેશ
માં કેટલીક મુદત રહ્યો. ફાંસી આડે ચાર દીવસ બાકી
રહેતાં રાજાના માણસોને બાતમી મળવાથી તે ગામ નજીક
આવી પહોંચ્યા અને ત્યાં શોધ કરવા માંડી જ્યારે માન
સીંહના મીત્રને પોતાના મિત્રને ફાંસી દેવા માટે પકડવા
આવવાની ખબર પડી ત્યારે તે વાત માનસીંહને જણાવ્યા
વગર પોતાની સ્ત્રીને કહી અને માનસીંહને બદલે પોતે પ
કડાવું નક્કી કર્યું પરન્તુ સ્ત્રી તથા પોતે વચ્ચે આનાકાની
થઇ સ્ત્રી કહે તમે રહો અને તમારા મિત્રને બદલે હું મર
દનો પોશાક પહેરી પકડાઉં એમ કરતાં છેવટ મિત્રજ આ
ગ્રહથી ન માનતાં પોતે પકડાવું નિશ્ચય કરી રાજાના માણ
સોને જણ મળવા તત્પર થયો પોતે પોતાના કોટ ઉપર
માનસીંહ એવું મોટા અક્ષરોથી લખી લઇ રાજાના માણસો
આગળ થઇ નિકળ્યો અને કોટ છુપાવતો હોય તેમ કરવા
લાગ્યો આથી રાજાના માણસોએ તે કોટ પકડી લઈ અ
ક્ષરો વાંચી તેજ માનસીંહ છે ધારી તેને પકડી લીધો હ
વે ફાંસી આડે એક દિવસ બાકી રહ્યો મિત્ર જેનું નામ

ધીરસીંહ હતું તેની સદ્દગુણી સ્ત્રીએ પુરૂષનો વેષ ધારણ કરી માનસીંહને ખબર ન પડે તેમ સપાટાથી નીકળી પો તે પણ માનસીંહ છે જણાવી રાજાના દરબાર આગળ ફાં સીના માંચડા આગળ રજુ થઈ આ વખતે ફાંસી દેવા આડે ત્રણ કલાક હતા લોકોની ભીડ વચ્ચે ભારે અજાય બી પ્રસરી ધીરસીંહને ખબર તો પડી કે આવનાર પુરૂષ પો તાની સ્ત્રી છે પરન્તુ તે કશુ ન જણાવતાં બન્ને ફાંસીએ ચઢવા તૈયાર થયાં રાજા આ બનાવ જોઇ વિસ્મય થઇ ગયો અને ખરૂ કોણ તે જાણવાની ચોકસ જરૂર પડી કારણ કે એક માનસીંહને બદલેં બે જણને ફાંસીએ નજ દેવાય ધારી મન સાથે વીચાર કરવા લાગ્યો. તપાસ કરવા છતાં પણ ખરો માનસીંહ જણાઇ શકયો નહિ તે તો બન્ને જ ણ ફાંસી ચઢવા તૈયાર થયા એક કહે હું ચઢું બીજો કહે હું ચઢું આ પ્રમાણે રકઝક થતાં માત્ર દશ મીનીટ બાકી રહી હવે જે વખત માનસીંહનો વેષ ધરી ધીરસીંહ પક ડાયો તે વખત હર્ષના પોકારનું જાહેરનામું નીકળ્યું કે-મા નસીંહ પકડાયો છે. આ વાત આખા ગામમાં જોત જોતા માં ફેલાતાં ખરો માનસીંહ જે ધીરસીંહના ઘરમાં આવી રહ્યો છે તેણે જાણી જેથી મારા બદલે કોણ પકડાયું હશે તે વીચારમાં પડ્યો પરંતુ પુછે કોને કારણ કે પોતાનો મિત્ર ધીરસીંહજ શોધ કરતાં નજરે પડ્યો નહિ. અને આ ગળની રાત્રે ધીરસીંહ તથા તેની શુરી સ્ત્રી વચ્ચે કંઇક વા તચીત થતી હતી. તેનો ભાવાર્થ શું છે તે હવે પોતાની સમજમાં આવ્યું જેથી એકદમ ધીરસીંહનો ઘોડો લઇ દો ડતો ચાલી નીકળ્યો. અને ફાંસીના ટાઇમ અગાઉ પાંચ

મીનીટ પહેલાં આવી દાખલ થયો બચાવો એઓને જવા
વો વગેરે પોકારથી લોકોની ભીડ વચ્ચે ધરી હું પોતેજ
ખરો માનસીંહછું એમ ગુમાટ કરવા લાગ્યો અને ઘોડા
ઉપરથી ઉતરી ફાંસીના માંચડે બન્નેની પાસે દાખલ થયો
પોતે પોતાના મીત્ર ધીરસીંહને રડતી આંખે આલીંગન કર
વા લાગ્યો અને પોતાને માટે આટલું બધું મિત્રને વેઠવું
પડયું તેને માટે શોક કરી પસ્તાવા લાગ્યો. અને બન્નેની
માફ માગી નીચે ઉતરવા આગ્રહ કરવા લાગ્યો. છેવટે પો
તે માનસીંહ છે એમ ચોકસ ઓળખ આપી. પરંતુ ધીર
સીંહ તેથી ન ઉતરતાં રાજાના માણસો પ્રત્યે જલદી કરો
જલદી કરોના પોકાર કરવા લાગ્યો. આ દેખી લોકો ભારે
અજાયબીમાં પડયા અને ફાંસી ચડવા માટે સઘળા આના
કાની કરતા તથા ઉત્સાહ દેખાડતા દેખી આશ્ચર્ય પામવા
લાગ્યા તથા ખરો ન્યાય શું થશે તેની રાહ દેખવા લા
ગ્યા. રાજા પણ પોતે હવે વધુ શંકામાં પડયો. એમ થતાં
ખરૂં શોધતાં ફાંસીનો ટાઇમ પણ પુરો થયો તેટલામાં રા
જ પુત્રને ખરો મારનાર એક ભીલ આ ભીડ વચ્ચે આવી
તમાસો દેખતા ઉભો હતો તે આ પ્રમાણે પોતાના બદલે
નિરપરાધી ત્રણ માણસો મરવા ઉભા છે. દેખી પોતાની પા
સે રાજ પુત્રની વીંટી વગેરે હતું તે લઇ રાજા આગળ
આવી પોતે ગુન્હેગાર છે જણાવવા લાગ્યો. આથી રાજાને
ચોકસ ખાત્રી થઇ અને ખરો ગુન્હેગાર જણાઇ આવ્યો
પરંતુ સત્યનોજ જય સત્ય બોલનારને સજા ન કરવી આ
ની સઘળા લોકોની અજાયબી વચ્ચે ચારે જણને મુક્ત ક
રી રાજાએ પોતાના મનમાં વિચાર કર્યો, મળી ગયો પુત્ર

જીવતો થવાનો નથી માટે સત્ય બોલી ત્રણ જીવને બચાવવા ઉત્સાહ ધરાવી મરવા માટે તૈયાર થનાર ભીલને શાબાસી આપી પરંતુ માનસીંહને પકડવા ઇનામ કાઢ્યું હતું તે કોને આપવું તેની સલાહ લેવા કારભારીને બોલાવ્યા પરંતુ તે કંઇ નક્કી થયું નહિ આ પ્રશ્ન સઘળા પ્રેક્ષકોને પણ પુછવામાં આવ્યો સરવે મુંઝી વિચાર કરવા રોકાયું છેવટે માનસીંહે તે ઇનામ પોતાના મિત્ર ધીરસીંહને આપવા રાજા પ્રત્યે પ્રાર્થના કરી અને પોતાની સઘળી હકીકત રાજા આગળ નિવેદન કરી અને પોતાના મીત્ર ધીરસીંહ તથા પુરૂષને વેષે પતીના મિત્રને બદલે માનસીંહ નામ ધરી ફાંસી ચઢવા તેયાર થએલી શુરી સુંદરીને નમન કરી આભાર માનવા લાગ્યો આથી રાજાની અજાયબીનો પાર રહયો નહિ છેવટે પ્રેક્ષકોએ પણ ધીરસીંહને ઇનામ આપવાજ વિચાર જણાવ્યો સર્વાનુમતે મંજુર થવાથી દશ હજારની મોટી રકમ ધીરસીંહને આપવા નક્કી થયુ પરન્તુ ધીરસીંહે તે રકમ પોતાની સ્ત્રીના નામથી ધર્માદા તરીકે વાપરવા જણાવ્યું તે પ્રમાણે રાજ્ય તરફથી વ્યવસ્થા થઇ સઘળું થઇ રહેતા પછી મિષલે રાજપુત્રને લાવી ખડો કર્યો આથી સરવેની અજાયબીનો પાર રહયો નહિ કારણ કે રાજપુત્રને મારેલ હતો નહિ પરંતુ કોઇ કારણસર પોતાના કહેવાથી તેને છુપાવામાં આવ્યો હતો આથી પંચે જીવોના બચાવથી સઘળા પ્રેક્ષકો તથા રાજાના આનંદનો પાર રહયો નહિ. સઘળા આનંદના પોકારથી ધીરસીંહની મીત્રતાનો જય બોલાવવા લાગ્યા રાજાએ ભીલને સરપાવ કર્યો અને રાજપુત્રના ઉત્સાહ નીમીતે કેટલુક દ્રવ્ય ધર્માદા કર્યું તથા નગરમાં આક

રો વહેંચી અને સઘળું મંડળ ધીરસીંહ મીત્રની માનસીંહ પ્રત્યે શુદ્ધ મિત્રતા પેખી ખુશાલીના પોકારથી સૌ સૌના મહ તરફ રવાના થયા માનસીંહ તથા ધીરસીંહને હથીઆર રાખવાની છુટ આપી અને તેની (ધીરસીંહની) પવીત્ર સુંદરીને ઇનસાફ નિમીતે કીમતી પોશાક બક્ષીસ કીધો અને આનંદના આવેશમાં સરવે મંડળ શહેર તરફ વિદાય થયું પ્રિય વાચકો મિત્ર હજો તો ધીરસીંહ જેવા હજો કે જેણે મિત્રની ખાતર પોતાનો દેહ વિના દરકારે અર્પણ કરવા ધાર્યો હતો મિત્રો સ્નેહી ઇચ્છો તો એવાજ ઇચ્છજો કે જે પોતાના સંકટના સમયમાં સીર આપવા તૈયાર થાય.

વિજય જેવા દુષ્ટ મિત્રો ન ઇચ્છશો કે જેથી તેની કુસંગતનાં ફળ મનહરલાલને ચાખવાં પડ્યાં તેમ ચાખવા વખત તમારે કદી ન આવે શ્રોતાઓ મિત્ર કરો તો શામશંકર જેવા કરજો કે જેણે વિજય પાપીનો ઘાટ ઘડવા પોતાના મીત્ર મનહરલાલની ગેરહાજરીમાં પણ ધાર્યો હતો. ધન્ય છે તેવા મિત્રો હજાર વખત ધન્ય છે કે જેણે મિત્ર શબ્દની ખરી કિમત કરી વ્હાલા વાંચકો મિત્ર કરતાં ચોકસ વિચાર કરજો.

હવે સવીતને મુકી જેવી ગાડી પાછી વળી તેવી દોડતી ઠરાવ પ્રમાણે મનહરલાલને બંગલે વિજયને મેવા માર આવી, આ વખતે પાપી વિજય બેશુદ્ધ થઇ પડેલો હતો, અને તે સ્થળે તેણે જે જે માલ એકઠો કરી લુટી જવાનો ઇરાદાથી કાઢ્યો હતો તે સઘળો માલ ગાડી વાળો ગાડીમાં નાંખી વીજયને પડતો મુકી છાનોમાનો છટકી ગયો ગાડી જેવી મનહરલાલના બંગલાથી વીસ માઇલ છે

ટ ચોર નમ તરફ હોળવી મુકી રાત્રીનો વખત અને પુરે જોસથી જતી ગાડી દશેક માઇલ લગભગ પહોંચી તેટલા માં દશ માણસોની એક ટુકડીએ તેને ઘેરી લીધી અને ગાર્ડમેન સુધી પકડી ચાર પેહેરેગીરો સાથે વીલાસનગ્ર તર ફ રવાના કીધી; બાકીના ૭ સરદારોએ આવી મનહરલાલ ના બંગલાને ઘેરી લીધો પરંતુ આ સ્થળે બંગલામાં કોઇ પણ માણસ માલમ પડ્યું નહીં જેથી સવાર થતા સુધી રાહ જોવાની જરૂર પડી.

સવીતાને ભગાવાની દુષ્ટ જુકતીઓ પાર પાડવાની આશાએ તરંગરૂપી જેલમાં સપડાયેલો કામી વીજય વ્યસનમાં ગરક થઇ બેશુદ્ધ થઇ પડ્યો હતો તે થોડીક વારે ગાડી જતા પછી શુદ્ધીમાં આવ્યો ત્યારે ત્યાં જતી પણ માલ ન જરે ન આવ્યાથી ગાભરો બની પસ્તાતો વીજય વાંચ્છના મે તાબે થતો દુરબોધાના મકાન તરફની વાટે રવાના થયો કેટલીક વારે તે ધારેલા સ્થળે પહોંચ્યો અને સવીતાથી વાતચીત કરવા વીચાર ગોઠવવા લાગ્યો. સવીતા સાથે કેવી યુક્તીથી વાત કરવી કેવી રીતે પ્યાર બાંધવો તથા કેવી રીતે સબંધ કરવો વગેરે દુષ્ટ વીકારો ઉદભવવા લાગ્યો.

પ્રીય વાંચકો મનહરલાલને દુષ્ટ વિજય તરફની પોતા પ્રત્યેની નઠારી લાગણીની ખબર હોત તો તે કદી પ્યાર બાંધત ખરો ના ના કદી નહિ મનહરલાલને મિત્રતાની લાગણી ખરાવી પાપી હેતુ મનમાં ધારવાની ખબર હોત તો કદીપણ નીચ વિજયની મિત્રતા મનહરલાલ નજ કરત અરકે મનહરલાલ તો શું પણ કોઇ અજાન પણ તે વી મિત્રતા કરે નહિં મનહરલાલ તથા વિજયને મિત્ર

વાનું કારણ એક પુસ્તક હતું જે પુસ્તક વિજય વારંવાર વાંચ્યા કરતો હતો એક વખત મનહરલાલ ઇંગ્લીશ સ્કુલ માંથી છુટી પોતાના ઘર તરફ જતો હતો તેવામાં તેને વિજય રસ્તામાં મળ્યો તેણે પોતાની પાસેના પુસ્તકમાંનું એક વાક્ય હતુ તે મનહરલાલને વંચાવ્યું આ વખતે શામુ પણ સાથે હતો શામુ તથા મનહરલાલ એકજ સ્ટેન્ડર્ડમાં હતા જેથી અરસપરસ પ્રીતીમાં જોડાયા હતા. અનીતી ભરેલા પુસ્તકમાંથી અનીતી ભરેલું વાક્ય મનહરલાલને અર્થ કરવા બતાવ્યું. તેમાં એક વેશ્યા નારીનો ફોટોગ્રાફ હતો જેના ઉપર મનહરલાલનું ધ્યાન ખેંચાયું અને એ વાક્ય પણ એજ ફોટાને અનુસરતું હતું. જેથી એ શબ્દો તથા એ ફોટોગ્રાફ મનહરલાલના હૃદયમાં રમી રહ્યા શામ શંકરે એ પુસ્તક જેનું નામ ( વેશ્યા વિલાસ ) હતું તે ફા ડી ચુરેચુરા કરી નાખ્યા. પરંતુ તે મનહરલાલના હૃદયમાં તેની છાપ એટલી સજ્જડ બેઠી કે જે ભુંસવા ધારેલી ભું સાઇ શકે નહિ થોડીકવાર પછી મનહરલાલ વિજયને ઘેર ગયો અને તેની મિત્રતામાં ગુંથાયો. અને જે ગુણીકાનું ના મ કુસુમો હતું તેને ત્યાં બન્ને જણ જવા લાગ્યા તથા વિજય દિનપ્રતીદીન મનહરલાલને બંગલે આવવા લાગ્યો. અને વિષયી પ્રીતીનું વૃક્ષ એવું ઉગ્યું કે તેને લીધે સવી તા ( મનહરલાલની સદ્ગુણી પત્ની ) નો પણ ત્યાગ કરા વ્યો. શામશંકરે મનહરલાલને ઘણી વખત સમજાવ્યો. પ રંતુ વિજય જેવા બીજા પણ કેટલાક મિત્રોની કુસંગતથી શામશંકરનું બોલવું કાન ઉપર ધર્યું નહિ. જેથી શામશં કરે તેની મિત્રતા છોડી દીધી પરન્તુ પાછળથી તેની સગત

પોતે રાખતો દુષ્ટ મિત્રોને ધમકાવતો વગેરે કરતો પણ મનહરલાલની હઠ આગળ તેનું કશું ચાલ્યું નહિ. એમ કરતાં પૈસો ઓછો થયો. ત્યારે બહારવટીયાઓને સંઘરવા માંડયો અને તેઓ દ્વારા પૈસો મેળવવા લાગ્યો જેમાંથી જન્મ સજાનું ફળ મળ્યું આ બાબતની સવીતાને ખબર પડી પરંતુ વિજય શું કરે છે તેની ખબર પડી નહિ કારણ કે એવી એકાન્ત મળી નહિ કે જેથી સવીતા જોડે એક પણ અક્ષર બોલી શકાય મનહરલાલને પકડાવવામાં પણ વિજયની કેટલીક મદદ હતી પણ તે વિષેની ખબર મનહરલાલને બીલકુલ નહોતી. જેથી તે તેના ઉપર વિશ્વાસ રાખતો અને વિશ્વાસનું નઠારૂં ફળ ચાખવા વખત આવ્યો. પણ શામશંકર જેને મનહરલાલે તરછોડી કાઢ્યો હતો. તે સવીતાને બેન ગણી દંપતીને સુખી કરવા પ્રયાસ કરી પોતાની મિત્રતાનો ખરો ધર્મ બજાવતો હતો. જ્યારે શામશંકરને ખબર પડી કે મનહરલાલને તારામણીના હરણ માટે સજા થઇ ત્યારે પોતે તારામણીની શોધ માટે યોજના કરવા લાગ્યો તેમાં સફળ થયો કારણ કે જેવો તે મનહરલાલને બંગલે આવતો હતો તેવીજ તારામણી બંધન મુક્ત થઇ આવતી દેખાઇ જેના મુખથી સઘળી બીના સાંભળી લઈ તારામણી સાથે પાછો વળ્યો ત્યાંથી તારામણી સાથે પ્રથમ સવીતાના પિતા ચંદ્રશંકરને ત્યાં સઘળી હકીકત નીવેદન કરી અને મનહરલાલે મને બેન તરીકે ગણી કોઈ પણ પ્રકારે દુખ દીધું નથી તે બાબત પત્રદ્વારા કોરટમાં જણાવી દીધી. જેથી ન્યાયસીંહજીની ખાત્રી થઇ અને તેઓએ ઠરાવમાં શુભ પ્રસંગે મનહરલાલને છો

ડી દેવા ઠરાવ્યું. તે સઘળુ શામુની શુભ સલાહથીજ બ ન્યું. શામુને પોતાના મિત્રને પકડી જવાની ખબર પડી ત્યારે પોતે જામીન થવા જ્ઞાનસીંહ જમાદાર પ્રત્યે વિનંતી કરી પરંતુ સજાનો ઠરાવ થઇ ગયેલો હોવાથી હવે કંઇ કામ બાકી રહ્યું નથી તેમ જણાવ્યાથી નિરાશ થયો. જે સીપાઇએ લાંચ ખાઈ મનહરલાલને પકડયો નહતો તેને બ રતરફ કર્યો જેથી ન્યાયસીંહજીની ન્યાયી રાજ નીતી આ ગળ શામશંકરની કોઇ પણ જાતની યોજના બર આવી નહિ. આ પ્રમાણે મિત્રતાનો ખરો હક સાચવી બહુ બહુ પ્રયાસો કર્યા પણ સઘળા વ્યર્થ છેવટે સવીતાને પોતાના પિતાને ત્યાં લાવવા. મનહરલાલના બંગલા તરફ જતાં વિ જયને મોઢેથી અનીતીની વાત સાંભળી સફેદ પાડો વ- ળયો પોતે ઇંગ્લીશ ભણેલો હતો તથા કસરતી વિદ્યામાં પણ કુશળ હતો જેથી સમય સુચકતામાં પણ પ્રવીણ હ વો તેણે સમયસુચકતા વાપરી અને પાછો વળી પોતાના પિતાશ્રી વગેરેને વાત કરી ચંદ્રશંકરને ત્યાં ગયો અને ત્યાં સઘળી બાબત નિવેદન કરી. કારભારી તરફથી મોકલેલી હથીઆર બંધ ટુકડી લઇ મનહરલાલના બંગલા તરફ ની કળી પડયો. ગાડીને પકડી વિશ્વાસનગ્ર મોકલી દીધા બાદ બંગલાને ઘેરી કેટલાંક માણસ ત્યાં રહ્યાં અને બાકીનાં મા ણસ લઇ પોતે સવીતાની શોધને માટે ચાલી નીકળયો. પ્રિય વાચકો જોઇ મિત્રતા ખરો મિત્ર તે આ કહેવાય જે ણે મિત્રની ખાતર રાત દીવસ પણ ન ગણતાં પોતાનો સત્ય પ્રેમ જાળવવા ઉતસુક થયો.

સવીતાને ગુણીકાના મકાનમાં જેવી ગાડીમાંથી ઉતાર

વામાં આવી તેવી ગોઠવણ કીધા પ્રમાણે એક હોલમાં તેને બેસાડી સવીતાને પોતાને હું કરવાનું તેનું બરોબર. ભાન હતું નહિ કારણ કે તે તો માત્ર પતીનુંજ રટન-કર્યા કરતી હતી જેથી અજાણ્યા મકાનમાં ગાભરી બની. પોતે પતીને કેવી રીતે મળવું શું પ્રચાર કરવો વગેરેની ગોઠવણમાં ઘેરાઇ. દુરબોધાએ ખાણા તથા પાણી વીગેરે લાવી મુક્યું પરંતુ તે કશાને ન અડતાં દુરજ બેઠી તેને તો ગાડીમાંજ વાતમાં ને વાતમાં પરીચયથી દુરબોધાનું કપટ થોડું ઘણું જણાઇ આવ્યું હતું. જેથી કપટ જાળમાં ફસાયેલી હરીણી બેભાન સ્થીતીમાં પતી વિયોગનું સંકટ યાદ કરી રડતી આંખે છુટવા માટે યોજના યોજવા માંડી દુરબોધાએ ઘણી રીતે વાકચાતુરી કરી પરંતુ સમજી ગયેલી સવીતાએ દુરબોધાનાં વાક્યને પત કર્યાં નહિ. એટલામાં દુષ્ટ વૃત્તિઓમાં ગુંથાયેલો પાપ વાંચ્છનામાં પ્રેરાયેલો વીષય વીકારોને તાબે થયેલો મીત્ર દ્રોહ કરવા તત્પર થયેલો કૃતઘ્ની વીષયાંધ મનહરલાલની માઠી દશા કરનાર અવળે રસ્તે દોરનાર કુસંગમાં ફસાવનાર આબરૂની હાની કરાવનાર પૈસાની ખુવારી કરાવનાર પાપી અધમ વૃત્તિયોમાં પ્રેરનાર દુર્ગુણી વિજય ગાડીવાનની શોધ કરતો આવી પહોંચ્યો તેને દુરબોધાએ આવકાર આપી બેસાડ્યો. સવીતાના નામની માળા જપનાર સવીતાનુંજ રટન કરનાર શ્રમ સફળ થયો માની આનંદમાં ફુલનાર વીજય સવીતાને ન દેખતાં દુરબોધાને કહેવા લાગ્યો.

**વિજય**—પ્રીયા વ્હાલી સવીતા ક્યાં છે. શું તે અહીં નથી. જલદી કહે શા માટે વાર લગાડે છે.

દુરબોધા—એમ તે કંઇ સવીતા મળે કે સવીતા મળવા નીં તો હજી બહુ વાર છે. મારા ઠરાવેલા રૂપીઆ પાં ચસેં આપો પછી દેખાડીશ. નહી તો તેમાંનું કાંઇ વળવાનું નથી તમે પાછળ લેવા રહ્યા હતા છતાં કં ઈ લાવ્યા દેખાતા નથી તો શું મારાથી પણ દગો કર્યો કે શું હું કહુંછું કે જ્યાં સુધી રૂપીઆ નહી આવે ત્યાં સુધી તમે પણ મારા કેદીછો. ઘણા દીવ સથી સમજાવ્યા કરોછો છેવટે તમોએ આ બાબત બતાવી તે પણ કરી કારભારીની છોકરીને પકડી લા વણી તે શું રમત છે કે તો પણ મેં ઘણા દીવસની ઓળખાણથી તે પણ હીંમત કરી તો હવે તેમ ચા લવાનું નથી. માટે જલદી જાઓ અને રૂપીઆ લ ઇ આવો.

વિજય—જરાક તો શરમ રાખો હું કાલે જરૂર લાવી આપીશ આજે બંગલામાંથી કેટલોક માલ લીધેલો હ તો પરંતુ મને જરા ઉંઘ આવવાથી સુતો તેવામાં ગાડીવાન આવી સઘળો માલ ભરી સટકી ગયો, હું જાગ્યો ત્યારે મેં તપાસ કરી તો આપણે ભાડે કરી લીધેલી ગાડીનાંજ પયડાંનો આકાર દીસતો હતો. હું શોધ કરતો અહી આવ્યો પણ અહીં કોઇ નથી તો મને એક વખત સવીતાનો મેળાપ કરાવ, પછી કાલે ન લાવું તો મારા સમ છે.

દુરબોધા—હું તમારા એવા સોગન માનવાની નથી તમે જુઠા માણુસોનો ભરંસો કામનો નથી. જાઓ હાલજ જાઓ પૈસા વગર આ વખત કંઇ વળવાનું નથી ના

હદ વાર ન લગાડો, આ વખત જવા દઉં ફરી તમે કોઇ વખત લાવો તેવા નથી તમે મને ઘણા વખત થી ભમાવ્યા કરોછો. જાઓ ઝટ જાઓ વાર ન લગાડો કારભારીની છોકરીને અહીં ગોંધી મુકવી તે કંઇ રમતનું કામ નથી. આ સઘળું પૈસા માટે કીધું છે તો પૈસા વિના કંઇ વળશે નહિ બે ચાર વખત પ્રપંચ કીધો જેથી આજ ભરૂસો રાખવાની નથી બામટાઓના બરોસા શાના.

વિજય—( નારીપાસ થઇ જતાં જતાં ) અમે બામટા એમ કે ઠીક છે તે સઘળું હવે માલુમ પડશે, ખેર કાલે લઇને આવીશ.

દુરબોધા--એમાં રીસનું કામ નથી મારે તો તમે નહીને તમારા બાઇ " પૈસાનો પ્યાર નહી તો જુતી ચાર મારા કૌકડીયા યાર " કાલે રૂ ૫૦૦) લઈ આવજો.

---

## શ્રીહરી.

## પ્રકરણ ૧૦ મું.

સવીતાએ છુટવાની યોજના કરી અધમ ગુણીકાના મકાનમાંથી તેને બોધ દઇ તથા વીંટી આપી છુટવું અને માર્ગમાં વીજયના પંઝામાં પકડાઇ જવું.

### રાગ. દેખ્યા ભાઇ દુખના.

**સવીતા**–હરી થાઓ રંકના બેલી હે બચાવો ફાંસામાં ફસેલી.૨
પ્યારા પતી તે જાણે સુખી હશે સુંદરી.
જાણે શું તે પ્રીય પાપીએ સપડાવી છે નિજ જાળમાં;

જાણે શું તે પ્રિય પાપીએ ગોંધી મુકી બંદીખાનામાં. હરી.
જાણું શું મીત્ર પ્રપંચીએ કુલટા તણા મંદીર મુકી;
જાણે શું મીત્ર પ્રપંચીએ નિચ આશથી કીધી દુખી. હરી.
જાણો તમે સર્વત્ર વ્યાપક જગતના આધાર છો;
જાણો તમે ભૂભક્ત તારક દાસના દુખહાર છો. હરી.

સવીતા વિજય તથા દુરબોધા વચ્ચેની થતી વાતચીત જાણી ગઇ જેથી પોતે પાપી ફાંસામાં ફસાઇ છે એમ નિશ્ચયપણે સમજી, જે સવીતાને પહેલાં માત્ર પતી તરફનીજ ચિંતાથીજ હૃદય બળ્યા કરતું હતું તે હવે શીયળ સાચવવા વીશે પણ બળવા લાગ્યું હવે શું કરવું કયાં જવું કોને કહેવું શી રીતે છુટવું વગેરે ફીકર થવા માંડી સવીતાનું હૃદય ફીકરમાં ને ફીકરમાં સળગવા લાગ્યું, શ્રીહરી પ્રત્યે વારંવાર વીનંતી કરવા લાગી, એવામાં શ્રીહરી પરમ કૃપાળુ જગત પીતાએ યુક્તી સુજાડી એ યુક્તી એવી હતી કે ગુણીકા દ્રવ્યની લોભી જેને માત્ર પૈસાનીજ પ્રીતી છે તેને માગે તે આપી છુટી જવું અહો પરમ કૃપાળુ પરમાત્માની ગતી ગહન છે, ભક્તવત્સલ શ્રીહરીએ સફળ થાય તેવી યોજના સવીતાના હૃદયમાં સુઝાડી સવીતા હીમત કરી દુરબોધાની પાસે ગઇ અને પોતે જાણતીજ નથી એમ બતાવી કહેવા લાગી.

બહેન મારી વૃત્તી મારા પીતાને ત્યાં જવાની છે, કારણ કે તેઓએ મારી શોધને માટે માણસો મોકલ્યાં હશે, કદાચ તેઓ તમને નહી પીછાણતા હોય અને એકદમ માણસો આવી આપણા મકાનને ઘેરી લેશે તો તમોને છુટવાનો એક પણ ઉપાય નથી હું તમોને ચોકસ કહું છું કે

મને છોડી દેવામાંજ રાયદો છે, મારા ઉપર તમોએ ઉપકાર કીધેલો છે તે ઉપકારના બદલામાં આ મારા હાથે છસેં રૂ પિઆની હિરાની વીંટી છે તે લ્યો, અને મને છોડી મુકો વિજય તરફથી તમોને કશું મળે તેમ નથી તો મારી તરફથી વીંટી લઇ મને મુક્ત કરો એવી મારી વિનંતી છે. અને હું ખાત્રીથી કહું છું કે તેમાંજ શ્રેય છે. પછી જેવી તમારી ઇચ્છા કદાચ તમે મને વિજય પાપીને સોંપી દ્રવ્ય મેળવશો તો તે તુચ્છ દ્રવ્યથી તમારૂં શ્રેય થવાનું નથી. તેથી તમો અધમાવસ્થાને પામ્યાંછો અને પામશો શ્રીહરી પરમાત્મા તેને માટે તમોને સંકટમાં નાંખશે અને મરતી વખત દ્રવ્યાદિ કોઇ ચીજ સંગાથે આવવાની નથી શાસ્ત્ર માં કહ્યું છે કે.

**શ્લોક**

द्रव्याणिभूमौ पशवश्चगोष्टे
भार्याग्रहद्वार जनश्मशानं
देहश्चितायाम् परलोकमार्गे
कर्मानु गोमच्छोति जीवएकः

અર્થાત–દ્રવ્ય સઘળો જમીનમાંજ રહેશે. પશુઓ વગેરે મિલ્કત સૌ સૌને ઠેકાણેજ રહેશે, વ્હાલી અર્ધાંગના સ્ત્રી તે ઘરના બારણા સુધી આવશે. અને જન મંડળ ( સગાં વહાલાં ) સ્મશાન સુધી આવશે દેહ જેને માટે મોહમાં વ્યાપ્ત થયેલા તે ચિતા સુધીજ આવશે. પરંતુ પાપ અને પુન્યને સાથે લઇ જીવ એકલોજ પરલોકમાં ગમન કરશે.

માટે હે બહેન અધર્મથી ઉત્પન્ન કરેલી સર્વ વસ્તુઓ

આ પૃથ્વી ઉપર પડી રહી અંતે એકલુંજ જવું પડશે સંકટ પડશે ત્યારે પ્રભૂ સાંભરશે પછી કંઇ કામનું નથી માટે વિચાર કરો. વિષયવાંચ્છનાદી કશું સંગાથેનહિ આવે વિષયાંધ પાપી સ્ત્રી પુરૂષોને દરેકને શરીરે રોગ પડયા સાંભળિયે છિયે. અને મરવાં વખત અધમ ગતીને પ્રાપ્ત થઇ સરવે દ્રવ્ય સાથે ન આવતાં ધર્મ અધર્મને સાથે લઇ એકલાંએકજ પરમ કૃપાળુ પિતાના દરબારમાં જવાબ દેવા જાય છે. રામ ભક્ત કબીરજીએ કહ્યું છે કે.

રાગ. પીલુ લાવ્ય સખી. એ રાહ.

ઇસ તન ધનકી કૌન બડાઇ
દેખત નયનુંમેં મટિયાં મિલાઇ. ઇસ તન.
અપને ખાતર મહેલ બનાયા
આપહી જાકર જંગલ સોયા. ઇસ તન.
ખાલ જલે જેસી ઘાસકી પુલી
હાડ જલે જેસી લકડેકી મુલી. ઇસ તન.
કહત કબીરા સુનો મેરે ગુનિયાં
આપ મુવા પિછે ડુબ ગઇ દુનિયા. ઇસ તન.

અર્થાત સૂવણું પડ્યું રહેશે માટે અધર્મ છોડી જઇ સદ માર્ગે વૃત્તિ કરો જેથી શ્રીહરી રહાય થઇ બંધનથી મુક્ત કરશે.

દુરયોધાને રામ ભક્ત કબીરજીના ભજનના પ્રમાણે સ્ત્રીતાનાં બોધક વાક્યો હૃદયમાં ઉતાર્યા સુખના વખતમાં માણસને સ્મશાન જ્ઞાન થાય છે પરંતુ સંકટ ન પડવાથી તે થોડા વખતમાં વિસ્મૃત થાય છે.

દુરયોધાને પણ તેમજ થયું. પણ અજ્ઞાનીશ વિષય

વાંચનામાંજ ભ્રમણ કરવાથી દુષ્કૃત્યમાંજ વાસો કરવાથી સવીતાનાં વાકયો બરોબર અસર કરી શકયાં નહિં તો પણ "આપ મુવા પછી ડુબ ગઇ દુનિયાં" એ લીટી યાદ રહી ગઇ. લોભમાં આધીન થયેલી વિષય સુખમાં રમી રહેલી નિર્લજ ગુણીકાને યાદ રહેલી લીટી સુખને લીધે કાર કરી શકી નહિ. માત્ર એટલુ થયું કે સવીતાને છોડી દેવી વિજયને માટે આપણે અધર્મ કરવાની શી જરૂર છે વળી દ્રવ્યને લીધે તેમ કરવું પડે તો ઉલટું તેના કરતાં સવીતા પાસેથી વધુ મળે છે. માટે છોડી દેવી તેજ યોગ્ય છે કે નહિ તેના વિચારમાં ગુંથાઈ સવીતા દુરબોધા પ્રત્યે પુછવાની આશા રાખી નિહાળવા લાગી. જ્યારે દુરબોધા તરફથી કશું બોલવામાં આવ્યું નહિ ત્યારે વળી પોતે બોલવા વિચાર કર્યો.

**સવીતા**—કહો કે શું નક્કી કર્યું.

**દુરબોધા**--હું તેજ વિચારમાંછું.

**સવીતા**--વિચાર કરતાં કરતાં મારા પિતાશ્રીના માણસો વગેરે આવી જશે માટે સત્વર કહો.

**દુરબોધા**-સવીતાનાં વાકયથી છુટકારો કરવા કહેતાં કહેતાં અચકાઇ તેને પાછું વિજયનું ક્રોધમય બોલવું સાંભળી આવ્યું, અને વખતે વિજય તરફથી આફત આવે તો શું કરવુ તેના નિશ્ચયમાં પડી.

**સવીતા**--કેમ બોલ્યાં નહિ.

**દુરબોધા**--( દાસીને બોલાવી કંઇક કાનમાં કહ્યું. ) કહુંછું.

**સવીતા**--( દુરબોધાએ દાસીને કહ્યું કે વિજય આવે છે કે નહિ તેનો તપાસ કર એ શબ્દો પોતે સાંભળ્યા

જેથી ) શા માટે ડરોછો વિજયથી તમોને કંઇ થઇ શકશે નહિ તમારો વિચાર હશે તો તમો જે કહો તે કરવા હું તૈયારછું કદાચ વિજયને સપડાવવો હશે તો તે પણ થઇ શકશે, તમો મારા પિતાશ્રીથી જાણીતાં હશો તે વિજયને છોડશે નહિ વળી વિજય તમારા ઉપર વેર લેવા તરીકે બોલ્યો છે, પછી તેના દુઃખથી શા માટે ડરવું જોઇએ નિર્ભય થાઓ વળી તમો ગમે તેમ ધારો પરંતુ ઉપકારનો બદલો વળી પણ કોઇ વખત આપીશ માટે વિજયને આવતા પહેલાં સમજી જાઓ આ પ્રમાણે સવીતાની નમ્રતા ભરેલી માગણી થી તથા દ્રવ્યની ઇચ્છાથી દુરબોધા સવીતાને છોડવી કે કેમ તે વિષે વિચાર કરવા લાગી છેવટે ભયનો મા ર્યો એજ નિશ્ચય કર્યો કે વિંટી લઇ છોડી મુકવી આ પણે શું આપણે તો પૈસાનું કામ તે વિજય આપે કે સવીતા આપે, વળી વિજય પૈસા આપે તો પણ જોખમમાં મારે રહેવાનું અને આ માંહિ જોખમ ન થી માટે છોડવી એજ રહેલું છે.

**દુરબોધા**—લાવો વિંટી અને ચાલો નિકળો બહાર જેમ થાય તેમ ખરૂં માફ કરજો.

**સવીતા**—વાહ વાહ બેન બહુ સારૂં લ્યો આ વિંટી પ્રભુ તમારૂં સારૂં કરો, સવીતા છુટવાથી આનંદ પામતી દુરબોધાથી છુટી પડી ચાલતી થઇ થોડેક છેટે જઇ પાછળ જોયું તો કોઇ દેખાયું નહિ જેથી પિતાના ઘ રનો રસ્તો લીધો, સાયંકાળનો સમય હોવાને લીધે રસ્તાની બરોબર ખબર પડતી નથી તો પણ આશા

રથી શ્રીહરીની પ્રાર્થના કરતી ચાલતી હતી એમ કર
તાં અંધારૂં થઇ ગયું, બિચારી કોમળ અબળાએ વિ
કટ માર્ગ ક્યાંથી દિઠો હોય કે આ અજાણ્યે રસ્તે
ચાલી શકે બિચારી રંક અબળાએ કયે દિવસ સંકટ
વેઠયું હોય કે અંધારી રાત્રે એકલી જઇ શકે તોપણ
હિંમત કરી પતીના નામની માળા જપતી દુષ્ટ વિજય
ના ભયથી ઉતાવળી ઉતાવળી ચાલવા લાગી, પતી
વિયોગી દમયંતીની મારક સવીતા પણ રાત્રી ન ગ
ણતાં ચાલતી હતી તેવામાં બાવળની સુળોનું એક ઝા
ડું પડેલું હતું જેના ઉપર તેનો સુકોમળ પગ પડ્યો
જેથી આખી સુળ પગની અંદર ભેંકાઇ અને સવીતા
તંમર ખાઇ અરે રામ કહી પૃથ્વી ઉપર પડી, અને
જીવ બ્રહ્માંડમાં ચડી ગયો, આ સ્થળે એક મુસાફર
નામે પુરૂષ આવી પહોંચ્યો કારણ કે જતો હતો ખરે
રસ્તે પરંતુ અરે રામ શબ્દ કોઇ દુખી મનુષ્યના છે
ધારી આડે રસ્તે આવી પહોંચ્યો તેની પાસે બીજા
પણ માણસો હતા તેઓની મદદથી તેને ઉંચકી લઇ
એક ઝુંપડી ( પર્ણકુટી ) હતી ત્યાં લઇ ગયા ત્યાં તે
ની આસનાવાસના કરી જેથી શુદ્ધિમાં આવી પરંતુ
કેટલાક દીવસ સુધી બીલકુલ હલી પણ શકાયું નહિ
જ્યારે સવીતા બરોબર સાજી થઇ, અને પગથી ચાલી
શકે તેવી થઇ ત્યારે પોતાની પાસેનાં માણસોને સવી
સ્તર હકીકત પુછવા લાગી કારણ કે તેણે પ્રથમ પણ
પુછપાછ કરી હતી પરંતુ કોઇ પણ બાબતથી તેને
વાકેફ કરવામાં આવી હતી નહિ માત્ર એટલુંજ કહે

વામાં આવતું કે સાજાં થવા પછી કહેવાશે તથા સ ઘળી ખબર પડશે હવે સવીતાએ પોતાને બચાવનાર ની ઓળખાણ વિશે ઘણું એક પુછ્યું પરંતુ તેમના આગેવાન તરફથી તે વિશે બિલકુલ ન કહેવા ફર- માવ્યું હતું.

વ્હાલા વાચકો સવીતાને આ સ્થળે થોડોક વખત રો કી આપણે જરા દુષ્ટ વિજયની બાબતપર ધ્યાન આપીએ દુરબોધાના મકાનથી નાસી પાસ થઈ. સવીતા પ્રત્યેની દુષ્ટ વૃત્તિને પ્રમોદતો દુરબોધાનો ઘાટ ઘડવા વિચારો કરતો શું કરવું તેનો લાગ શોધતો ભૂખ તરસ તથા થાક ઉજાગરા ને લીધે વિશ્રામ લેવાની ઇચ્છા કરતો પાપી વિજય મીત્ર દ્રોહી વિજય રસ્તામાં વિશ્રામ લેવા સુતો પરંતુ ઉંઘ આ વી નહી અને વીશ્રામને બદલે અનેક તરંગો હૃદયમાં ભ્ર મણ કરવા લાગ્યા, દુરબોધાની મુર્તી દ્રષ્ટી આગળ ખડી થઈ, ભામટા એ શબ્દ સંભાળી બ્હેર લેવા ઉભો થયો. ત્યાંથી ઉતાવળે પગલે પાછો ફર્યો દુરબોધાને ગમે તે રીતે સપડાવી સવીતાને લઇ ક્યે નાસી છુટવું પરંતુ તેમાં કેટ લાક માણસોની મદદ જોઇએ એવા વીચારથી એક છાપરૂં હતું ત્યાં આગળ ગયો આ વખતે તેણે પોશાક પોતાનો બદલી નાંખ્યો હતો કારણ કે કોઇ ઓળખી શકે નહિ. પોતે જેવો છાપરામાં જાય છે તેવોજ અંદર પરીચયી મા ણસો દેખી પાછો ફર્યો. હૃદયમાં અત્યંત ખુશી થવા લા ગ્યો. અહા જેને શોધું છું તેજ, અહા જેને વિશે વીચાર કરૂં છું તેનોજ મેળાપ, દુરબોધાને સપડાવવાનો પણ હવે લાગ આવશે, એક ગાડી લઇ આવું ભલે ગમે તે લે પરંતુ

હવે વાર લગાડવાનું કામ નથી.

વાચકો આ છાપરૂં શામશંકરના પીતાશ્રીના નોકરોનું હતું આ સ્થળે શામશંકરે સવીતાને લાવી પોતાના માણુસોની દેખરેખ નીચે મુકી હતી, પરન્તુ શામશંકરને સવીતાએ શુદ્ધીમાં આવવા પછી દેખ્યો ન હતો, જેથી પોતે કોના પંઝામાં સપડાઇ છે તેની પોતાને બીલકુલ ખબર ન હતી.

વિજય પર્ણકુટીની અંદર સવીતાને દેખી ગાડી લેવા ગયો હતો તે કોઇ ગાડી ભાડે લઇ આવ્યો પરંતુ સવીતાને દીવસે શી રીતે ઉચકી લેવી તે માટે વીચાર કરવા લાગ્યો રાત્રી પડવા આવી કૃષ્ણપક્ષની રાત્રી અંધકારમય થશે ધારી સરવે પ્રાણી માત્ર પોતાના આશ્રમ ભણી જલદી જ લદી આવતાં દેખાવા લાગ્યાં. રાત્રીએ શામ વાધો પહેર્યો જેથી દ્રષ્ટી સરવેને અંધકાર અંધકાર માત્ર દીસવા લાગ્યું આ દીવસ ભાદ્રપદ માસનો છેલ્લો દીવસ હતો જેથી આકાશ કાળાં વાદળાંથી ઘેરાયલું દેખાવા માંડ્યું, જ્યારે સરવે પશુ પક્ષી મનુસ્યાદી ઉદ્યોગી પ્રાણીઓ સૌ સૌના આશ્રમે સ્વકુટુંબમાં આખા દિવસના શ્રમને લીધે વિશ્રામ લેવા મંડ્યાં. ત્યારે દીવસના પ્રકાશથી લજીત થતા પોતાની ધારણાઓ પુરી ન થતાં નિરાશ થતા અંધમત્રતિઓમાં ભ્રમણ કરી રહેલા અન્ય જનોનું અનિષ્ટ કરનારા પરધનની તૃસ્ણા કરનારા પરદારાની ઇચ્છા કરનારા પાપ કર્મોમાં રમણ કરનારા સદ્ વૃતિથી વિમુખ થનારા સુનીતીના ત્યાગી સદ્ કર્મના શતરૂ કુટીલતાના મીત્ર કામવિકારના સ્નેહી વિષયાંધ ચોર કુટીલ દુનિયાંના બોઝારૂપ પાપી જનો રાત્રી પડતાં

પોતાની તૃસણુઓ પરીપુર્ણ થવા સ્વેછિક વીચારોને દરખ નાવી લાંગ શોધવા લાગ્યા તેમાંનો આ વિજય પણ પોતે અગ્રેસર તરીકે હતો તે પોતે વિષયને લગતા દરેક હુન્નરો માં કુશળ હતો, તેથી એક નવો હુન્નર શોધી કાઢયો તેણે વીચાર કર્યો કે રાત્રી તો પડી પરંતુ સવીતા પાસે માણસો હોવાથી મારા એકલાથી પકડી શકાશે નહીં માટે એક યુક્તી કરવી પ્રપંચી પુરૂષો આબરૂ વગેરેની દરકાર ન રાખતાં સ્વ વૃતિઓ સંપુર્ણ કરવા અનેક યુક્તીઓ શોધી કાઢે છે તેમ આ દુષ્ટ વીજયે પણ યુકતી શોધી કાઢી છાપરાથી આ માઇલ છેટે એક બાજુ વૃક્ષોની ઘટામાં ગાડી ઉભી રાખી હતી.. અને બીજી બાજુએ પા માઇલ છેટે એક ઘાસની ગંજી માંડેલી હતી. ત્યાં જઇ લંપટ વિજયે ધર્મ વગેરે કોઇ પણ બ.બતની દરકાર રાખ્યા સીવાય જીવ જંતુ વગેરેની દયા રાખવા વગર દયાહીન બની એક વિષયનીજ ઇચ્છાએ પડેલી ગંજીને સળગાવી મુકી જેનો પ્રકાશ અડધા અડધા માઇલ છેટે પડવા લાગ્યો ગંજી સળગાવી મુકી દયાહીન કામી વિજય છાપરા નજીક આવી એક ઝાડ ઉપર ચડી રહ્યો. અને છાપરામાંથી જનારા માણુસોની રાહ જોવા લાગ્યો.. ગંજી સળગતી ગઇ તેમ તેમ પ્રકાશ ઘણોજ વધ્યો જેથી સવીતા પાસે મૂકેલાં શામશંકરનાં માણુસો છાપરા બહાર નીકળી જોવા લાગ્યાં. સવીતા આ વખતે પતી વિયોગથી રડવાને લીધે થાકી લોથ થઇ પડી હતી તેના ઉપર નિંદ્રા દેવીએ વાહન કર્યું હતું. બિચારી પવીત્ર રમણી સવીતાએ કોઇ વખત આ પ્રકારનું અસહ્ય સંકટ વેઠેલું નહિ જેથી આ વખતનું દુઃખ તેને ઘણુંજ

વંજનમય થઇ પડ્યું ઉંઘમાં ગઇ રાત્રે પણ સવીતાને વિ જય તથા દુરબોધાની પ્રશ્નોત્તરી યાદ આવતી હતી અને તેજ વખતે તે એકદમ બેબાકળી થઇ કુદી પડતી હતી. કારણ કે પોતાના પતીને જેનો દ્રઢ વિશ્વાસ હતો તેજ દુષ્ટ પોતાના ઉપર જુલમ ગુજારવાની વાત કરે છે. એમ ધારી તે ક્રોધમાં ને ક્રોધમાં જાગી ઉઠતી આ વખતે પણ સવી તાને ગઈ રાત્રીને પેઠે થયું પોતે જાણે એક અઘોર વન માં દુષ્ટના ફાંસામાં ફસાયલી છે અને પોતાનો પતી જળ લેવા ગયા છે જેથી ગભરાઇ સ્વામીનાથ સ્વામીનાથ આ દુષ્ટને મારો મારો એમ બરાડા પાડવા લાગી પરંતુ કેટલે ક દુર ગયેલા સ્વામી નહીં આવ્યા. પોતાનો કર પકડી ર હેલો પાપી વિજય હાથ છોડતો નથી જેથી એકદમ રક્ત નેત્ર કરી સાક્ષાત કોઇ દૈત્યોને હણનારી ઉગ્ર આયુધવાળી દેવીની માફક મોઢામાંથી દુષ્ટ પાપી શબ્દો બોલતી હાથ છોડાવી દેતી હોય તેમ જુસ્સો કરી બેઠી થઇ ગઇ ચક્ષુ ઓ ખુલ્લાં તથા મોટાં મોટાં દેખાવા લાગ્યાં આ જોઇ પાસે બેઠેલી એક બાઇ આશરે ૩૦ વરસની હતી તેણે પા ણી પાઇને શાન્ત કીધી પરંતુ પ્રથમ પહોરનું સ્વપ્ન ખરૂં પડવું જોઇએ એ પોતાના મનને ભમણા રહી. જેથી ચિત્ત આકુળ વ્યાકુળ થવા લાગ્યું દુષ્ટ વિજયનું બાવલું દ્રષ્ટી આગળ ખડું થવા માંડ્યું આ વખતે સવીતા પાસે માત્ર એક બાઇ સીવાય કોઇ હતું નહીં બાઇ ખેડુ વર્ગની હતી જેથી ઘણીજ માયાળુ વૃત્તિથી સવીતા સાથે વર્તતી સવી તા પણ તેની જોડે શાન્તીથી રહેતી પરંતુ દુરબોધાના ક પટભાવથી રખેને અહીં પણ તેવુંજ થાય ધારી રાત્રીએ

સુતી વખત પણ પોતાની પાસે કોઇ માણસ ન આવે તે
વી ચોકસી રાખતી તેને ખબર નહોતી કે આ માણસો
પોતાના પતીના તિરસ્કાર કરેલા મિત્ર શામશંકરનાં છે તેને
એમ ખબર નહોતી કે પોતાને મિત્ર પત્ની તે બહેન તુલ્ય
માની બેભાન અવસ્થામાં અહીં સારવાર કરવા લાવનાર
પોતે પતીનો સાચો મીત્ર છે તેને એમ ખબર નહોતી કે
મને અહીં મુકી મદદમાં માણસો મુકી પોતે દુષ્ટ વિજયની
શોધમાં ગયેલ છે. તેને કયાંથી ખબર પડે તે તો માત્ર
એટલુંજ જાણતી કે બરદારત કરનાર માણસો દુષ્ટ વૃતિ
ના નથી માત્ર દયાની ખાતરજ અહીં લાવેલ છે.

જોડે બેઠેલી બાઇ સવીતાને બેબાકળી જોઇ શાન્ત ક
રવા લાગી તથા આસનાવાસનામાં શું થાય એવામાં છાપરા
ની નજીકમાં વિજય ઝાડપર સંતાઇ રહ્યો હતો તે સવીતા
ની જોડેના માણસો ગંજી કોણે લગાડી વગેરેની તપાસ ક
રવા ગયા દેખી ગાડી નજીક હંકાવી લાવ્યો અને એકદમ
ઝુંપડીમાં ધસી સવીતાને પકડી લઇ બહાર નીકળ્યો.
આહાવા ઓચિંતા ભયંકર બનાવથી છાપરામાંની બાઇ ભ
યભીત થઇ ગઇ. અને સવીતા તો થોડા વખત સુધી આ
શું એમજ કરતી રહી પણ બહાર નિકળતાં ઇશ્વર ઇચ્છા
એ વિજયને ચકરી આવી જમીન ઉપર પડયો જેથી સવી
તા છુટી ગઇ વિજયને ચકરી આવવાનું કારણ સવીતાએ
ક્રોધાવેશમાં આવી જઇ ગભરાટમાં નાક ઉપર ગદ્દો એવો
તો જોરથી માર્યો કે વિજય એકદમ તંમર ખાઇ નીચે પ
ડયો. અને સવીતાએ તેને પાટુના પ્રહારથી પુષ્કળ મેથી
પાક જમાડયો પરંતુ એટલાજ મારથી વિજય શાંત ન થ

તાં ઉભો થયો અને એકદમ સવીતાનો હાથ એવો તો જોરથી પકડયો કે તે કેમે કર્યો મુકાયજ નહિ. આથી સવીતા નિરૂપાય થઇ ગઇ નેત્ર ઉચાં ચઢી ગયાં અને સંપુર્ણ ક્રોધના આવેશમાં આવી ગઇ શિયળ સાચવવા ઇચ્છા કરનારી પવીત્ર સુંદરી દુષ્ટ વિજયના ફાંસામાં સપડાવાથી શ્રીહરીને વિનંતી કરવા માંડી પરંતુ દુષ્ટ પાપી વિજયે ખેચી ગાડીમાં નાખવા સખત બળ કર્યું પણ નિષ્ફળ ગયુ કારણ શ્રીહરીની સ્હાયથી આ બન્નેની રકજક ગાડીવાન જોઇ ગાભરો બની પકડાવાના ડરથી ગાડી લઇ પલાયમાન થઇ ગયો ગાડીવાનને એમ ખબર નહોતી કે ભાડું કરનાર વિજય દુષ્ટ હેતુથી લઇ જાય છે. જેથી આવ્યો પણ તકરાર જોઈ જતો રહ્યો, જેથી વિજય સવીતાને પકડવા આવતાં પોતે પકડાઈ જાય એમ માની સવીતાને છોડી દેવા પ્રયાસ કરવા લાગ્યો પરંતુ સતી સવીતાએ અત્યંત દુઃખ આવી પડવાથી મરણીયો વેષ ધારણ કરી કુટીલ વિજયનાં જુલફાં એવાં તો જોરથી પકડયાં કે વિજય નિરૂપાય થઇ કરગરવા લાગ્યો. અને જોડેની બાઇએ પોકાર કરવાથી ગંજની તપાસ કરવા ગયેલા માણસો પણ દોડતા આવવા લાગ્યા.

**વિજય**—( માણસોને આવતા દેખી સવીતાને આજીજી કરવા લાગ્યો. ) બહેન સવીતા મને માફ કરી છોડી દે મારો અપરાધ ક્ષમા કર. મને જવા દે. હું ખરેખર કહુંછું કે તું મ્હારી બેન છે. અને સઘળું કપટ દુર બોધાનુંજ છે માટે મને છોડી દેશો તો હું સઘળુ જણાવી દઇશ.

સવીતા—અરે પાપી ચંડાળ તારા લીધેજ આ સઘળું કાવતરૂં રચાયું છે. મારા પ્રીયપતીથી અણુબનાવ કરાવનાર પણ તુંજ દુષ્ટ છે, તારી મિત્રતાથીજ તેઓને જન્મેસજાનું મહાન સંકટ ભોગવવું પડ્યું છે માટે ગમે તે ઉપાયે પણ હું છોડવાની નથી ગુન્હેગારને સજા કરાવવી તેમાં પાપ નથી. એટલામા શામશંકરના માણસો પણ આવી પહોચ્યા અને કુટીલ વિષયાંધ મિત્રદ્રોહી વિજયને મુસ્કેટાટ બાંધી લીધો હવે વિજયને કુકર્મથી કેવી દશા થાય છે તેની સમજ પડી. અને મત્યુનો ભય લાગવા માંડ્યો.

પ્રીય વાચકો મિત્રદ્રોહ કરનાર કુટીલ વિષયી નરો પર સ્ત્રીની ઇચ્છા કરનારા પાપી નરોનો પરાજય થયા વિના રહેતોજ નથી. વિશ્વાસઘાત કરનારાઓએ વિશ્વાસઘાત કરતાં પોતાનાં શીર ખોયેલાં છે. હમેશાં "ખોદે તે પડે." એ ખરેખર સત્ય છે. કહ્યું છે કે "ધર્મનો જય અને પાપનો ક્ષય" તે પ્રમાણે સવીતા સતીનો જય થયો અને પાપી વિજયનો ક્ષય થવા વખત આવી વિજય અજાણ્યા માણસોને નમ્રતા બતાવી રડવા જેવો ગળગળો થઇ છુટવા માટે પ્રયાસ કરવા લાગ્યો પણ સવીતાને ખાત્રી થયેલ હતી કે સઘળું કારસ્તાન તે પાપીનું પોતાનુંજ છે, તેથી તેનો ઉપાય કંઇ ચાલી શક્યો નહિ સવીતાને નીચેની કહેવત યાદ હતી, જેથી વિશ્વાસઘાતી વિજયનું કંઇ વળ્યું નહિ.

દગલબાજ બમણું નમે, ચિત્તો, ચોર, કબાન
રહો ભરોસે તે તણે તુર્ત હરે તે પ્રાણ.

દગલબાજ ઘાતકી પ્રાણીઓ નમ્ર થઇ છેતરે છે. તેની

સવીતાને આજે ચોકસ ખાત્રી થઇ.

જે વિજય ઉપર મનહરલાલનો સંપુર્ણ ભરોસો હતો તેજ દુષ્ટે દ્રવ્યનો નાશ કરાવી આબરૂહીન કરી સજામાં નંખાવ્યા અને મિત્ર પત્ની ઉપર કુદ્રષ્ટી કરી તેનો બદલો શ્રીહરી જગત પિતાએ તેને આપ્યો.

પ્રિય વાચકો કુકર્મી વિજયને અહીં બંધાયેલો મુકી આપણે સત્ય મિત્રતા સાચવનાર શામશંકરની તપાસ કરીએ, શામશંકર સતી સવીતાને પોતાનાં માણસોની સારવાર નીચે મુકી વિજયની શોધ કરવા ગયેલો તે વિજયનો પત્તો નહી લાગવાથી દુરબોધાના મકાન આગળ આવી પુગ્યો અને ત્યાં વાતચીત ઉપરથી દુરબોધાની દાસીએ સઘળી હકીકત કહી દીધી. આ વખતે દુરબોધા મૃત્યુની છેલ્લી અણીપર હતી, વાતમાં ને વાતમાં દુરબોધાની દાસી મનહરલાલ એ શબ્દ બોલી ગઇ જેથી દુરબોધા એકદમ ખાટલામાંથી ચમકી ઉઠી અને બોલાયું નહિ તો પણ કો...... ણ...... ણુ...છે કહી નેત્ર વિકાસવા લાગી દાસીએ જવાબ આપ્યો કે બાઇ કોઇ વિજયની શોધ કરવા આવેલાછે. પણ તેઓના બોલવા ઉપરથી મનહરલાલના કોઇ સગા છે એમ જણાય છે, દુરબોધા અરે પરમેશ્વર કહી નિસાસો નાંખી પસ્તાતી હોય તેમ શીર ધુણાવવા લાગી. ( દાસી પ્રત્યે કહેવા લાગી ) જ...રા...પા...ણી...લા...વ કહેતાં દાસીએ પાણી આપ્યું, થોડીકવાર સ્તબ્ધ થઇ શાન્તી આવી જીભ જરા વળવા લાગી. હું...જા...ણું છું મેં હજારો દુષ્કૃત કરેલાં છે તેનો થોડોક બદલો મને મળી ચુકયો છે અને બાકીનો મુવા પછી મળશે. મેં ઘણા જનોના પૈસા

લઇ અધર્મ કર્યો છે અરે રામ હું શો જવાબ દઇશ. એમ નિસાસા નાંખી શામશંકર પ્રત્યે બોલવા માટે દાસીને સાન કરી. પાસે બોલાવી અને શામશંકરને પોતાના ખાટલા પાસે બેસાડવા કહ્યું.

શામશંકર પોતે આ સ્થળેથી સઘળી હકીકત મળશે એવી આશાથી ગુણીકાના દ્વાર આગળ ઉભો હતો. તે પસ્તાતી દુરબોધાના આગ્રહથી અંદર ગયો દુરબોધાએ શામશંકરને ધીમા અવાજે પુછ્યું. મનહરલાલ આપને શું સગા થાય.

**શામશંકર**—તે મારા મીત્ર થાય, તમારે તે પુછવાની ફરજ હોય એમ લાગતું નથી.

**દુરબોધા**—ફરજ તો નહિ પ...ણ.

એટલું બોલતાંમાં દુરબોધા ગભરાઇ ગઇ મોંઢા સામો હાથ કરતાં તેની દાસીએ પાણી પાયું જેથી થોડીક વારે શાન્ત થઇ દાસી પ્રત્યે ઇશારત કરી કહેવા લાગી જના ઘરેણાનો ડબ્બો લાવ.

દાસીએ ડાબડો લાવી રજુ કર્યો તેમાંથી મનહરલાલની જેટલી ચીજો હતી તે બધી કાઢી શામશંકરના ખોળામાં મુકી પોતાના હાથે સવીતાની આપેલી વીંટી હતી તે પણ આપી દીધી અને પોતે કરેલા આજ સુધીના કુકર્મ માટે પસ્તાવો કરી સજળ નેત્રે શામશંકર પ્રત્યે કહેવા લાગી. હું છેલ્લી ઘડી પુરી કરૂંછું. મને ખબર છે કે હું પરમકૃપાળુ પરમેશ્વર આગળ શો જવાબ દઇશ હવે મારે દ્રવ્ય ઘરેણા ગાંઠાનો શો ખપ છે સંગાથે કાંઇ આવવાનું નથી તો હું મનહરલાલનું લીધેલું દ્રવ્ય ઘરેણાદી તમોને આપું

છું અને બાકીનાની શું વ્યવસ્થા કરૂં કે જેથી હું મારા કરેલા પ્રચંડ પાપમાંથી કંઈક પણ મુકત થાઉં. તમે જાણુશો કે હું ગુણીકાછું. પણ ના ના હું ગુણીકા નથી કુસોબતને લીધેજ હું આ નર્ક ભરેલી ગતીને પામીછું અને તે દુષ્ટ સોબતનું ફળ મારે પોતાનેજ ભોગવવું પડ્યું છે મારા શરીરે કીડા પડ્યા છે. તે મને ફોલી ખાય છે અધમ કૃત્યથી ભેગો કરેલો પૈસો મારી વાંસે આવવાનો નથી. માટે મારા દ્રવ્યનો ખરો ઉપયોગ બતાવો કે જેથી હું આ અસહ્ય દુઃખમાંથી મુક્ત થાઉં.

**શામશંકર**—ધર્માદા રીવાય સારો રસ્તો બીજો કયો છે. સર્વોત્તમ ઉપાય તેજ છે.

દુરબોધાએ શામશંકરના કહેવા પ્રમાણે વ્યવસ્થા કર્યા બાદ પાપકર્મથી પસ્તાતી પોતાની જીંદગીનો ખોટો ઉપયોગ કરી જીવનાં નર્ક ભોગવવાની ચિંતા કરતી શામશંકરના વિદાય થવા પછી તરતજ બેશુદ્ધ થઈ પડી અને કેટલાક દિવસે મૃત્યુને આધીન થઇ.

શામશંકર દુરબોધાનું આપેલું મનહરલાલનું ઘરેણું વગેરે લઇ વિચારસાગરમાં ઝોકાળા ખાતો રસ્તો કાપવા લાગ્યો, પોતે અનેક તરંગ કરવા લાગ્યો કારણ કે મનહરલાલનું ઘરેણું ઓછામાં ઓછું ત્રણ ચાર હજારનું હતું અને તે જમીનમાં દાટેલું જણાઇ આવતું હતું તે એટલી કીમતનું ઘરેણું લીધેલું પાછું શા માટે આપ્યું હશી, ,,પરંતુ તેનું સમાધાન પોતાના મન વગર બીજાની જોડે થઇ શકે તેવું હતું નહિ, એથી મનના તરંગો મનમાંજ રમી આખરે શાન્ત થયા. અને સવીતાને મુકી હતી તે છાપરૂ

આવ્યું, શામશંકરને સવીતાએ બીલકુલ જોયો નહોતો કા
રણ કે સદ્ગુણી મિત્રો ઘર આગળ કોઇ વખત આવતાજ
નથી, અર્થાત આવે તો પણ મિત્ર પત્નીની જોડે કશો સબં
ધ યા વાતચીત ન હોવાથી તેઓ તે સ્થળે એક મીનીટ
પણ ન ટકતાં પોતાના મુકામે ચાલ્યા જાય છે. વળી સ
વીતા અન્ય સ્ત્રીઓ પેઠે વાચાળ નહોતી કે વિના સબબે
પતીના મીત્ર જોડે વાતચીત કરી વખત રોકે તે તો પતી
સીવાય પર પુરૂષનું મોહું પણ ન જોતી. તેને તો સંકટ
પડવાથીજ શામશંકરને પણ જોવાનો વખત આવ્યો. શા
મશંકરને માણસો સાથે જોઇ સવીતા ગાભરી થઇ અને
એકદમ ઉઠી કારણ કે પોતે તો વિજયના બનાવથી સ્વ
પ્નમાં પણ શિયળ સાચવવાની ચિંતામાં ઝબકી ઉઠી તેને
તો એમ ખાત્રી થઇ કે આ કોઇ ફરીને દુઃખનું વાદળ
આવી પડ્યું કે શું. એથી ચમકી ઉઠી પરંતુ તેટલામાં શા
મશંકર બોલી ઉઠ્યો બહેન સવીતા નિર્ભય થાઓ હું ત
મારો ભાઇ સમજો ફીકર ન કરો હું પાપીઓની તમોને
દુઃખી કરનારની શોધમાંજ ગયો હતો, આ સઘળાં માણસો
ઇશ્વર કૃપાથી મેંજ તમારી સારવાર માટે મુક્યાં છે, ફીકર
તજી દો તમારા પિતાશ્રીનાં માણસો પણ નીકળી ચુક્યાં
છે તેઓ પણ આજે અહિં આવશે, તમારા પતી વિષે
પણ મેં સારા સમાચાર સાંભળ્યા છે પરંતુ જ્યાં સુધી
ચોક્કસ ન ખબર પડે ત્યાં સુધી સત્ય કે નહિ તે કહી શ
કાય નહીં માટે આપણે અહીંથી ચાલી નીકળીએ દુષ્ટ વિ
જયને બંધનમાં જોઇ શામશંકરે આશ્ચર્ય થઇ પૂછ્યું કે
જેની શોધમાં હું ફરતો હતો તેનેજ અહીં બંધીવાન દે-
ખી મારૂં હૃદય આનંદ પામે છે આ પાપી પકડાયો ત

ઘણી અજાયબીની વાત છે બેન સવીતા તમારા પતીને દુષ્ટ માર્ગે દોરી આ દશાને પહોંચાડનાર તમારા ઉપર કુદ્રષ્ટી કરવા ઉત્સુક થનાર આ પ્રપંચી પોતેજ છે, તેણેજ તમારી આ સ્થીતી કરી છે. પણ પ્રભૂ તેને જવા દેશે નહીં. યોગ્ય શિક્ષા કરી છે અને વળી કરશે, વળી પ્રભૂ ઇચ્છાએ આદરશની સહાયતાથી દુષ્ટ ઠરકારવાળી દુરઆચારીએ તમારા પતીનું સઘળું દ્રવ્ય પાછું આપ્યું છે તેમાં આ તમારી વાડી પણ છે, આ સરવે તમારી સત્ય ટેક સતીત્વ અને પ્રભુ ભક્તિનો સત્ય પ્રભાવ છે મરતી વખત દુરઆચારી મતી સહ માર્ગે દોરનાર શ્રીહરી એજ છે તેણેજ તમોને સદ્‌ગુણ સુનીતીનું અને પતી સેવાનું ફળ આપ્યું છે અને તેના પ્રથમ શુભ શુકનથી આપણે તમારા પતી તરફના સારા સમાચાર પામ્યાં છીએ અને પામીશું. મને પણ આજે શુભ શુકન થયા તેનું ફળ વિજય પામીનું બંધન છે જેથી સઘળું શ્રીહરી કૃષ્ણ પરમાત્મા સારૂંજ કરશે સંકટ સમયમાં પણ જે માણસ શ્રીહરીની સત્ય ભક્તી મુકતા નથી જે સતીઓ સંકટમાં પણ સત્ય ટેકથી શીયળ સાચવવા ચુકતી નથી તેઓને જગત નિયંતા થોડાજ વખતમાં સંકટ મુક્ત કરી સુખી કરે છે, તેમજ સાક્ષાત શ્રીહરીના પરમ ભક્તો સંકટ પડે તો પણ સંતોષ માની દિવસ નિર્ગમન કરે છે સાચી પ્રીતી અને સાચી ભક્તી તે તેજ પ્રભૂ જગત નિયંતા તેજ ભક્તોનો તારક સત્યનો સહાયક છે, હે વિભુ તેજ સવીતા સતીને સંકટ મુક્ત કરી છે અને તેવીજ રીતે તેમના પતીના સારા સમાચાર સાંભળીએ એવી આશા આપ કૃપાળુ પીતા પરીપુર્ણ કરો. તથાસ્તુ.

---

## શ્રી હરી.

## પ્રકરણ ૧૧ મુ

### નાગસીંહજીને ત્યાં ચોથા પુત્રનો જન્મ અને શુભ પ્રસંગ શુભોત્સવ નિમિતે મનહરલાલનો છુટકારો.

**રાગ નિર્ધનકો ધન રામ એ રાહ.**

ગોપાલા ઘનશ્યામ જય જય ગોપાલા ઘનશ્યામ
મદન વિઠ્ઠલ ગુનધામ જય જય ગોપાલા ઘનશ્યામ
તુમ બીન કોન બચાવે જગમેં તુમ હો સંકટ નાશ. જય.
સમરન કરોં જબ ભવ ભય ટારો સેવકકો શુભ નામ. જય.
વિપત સમયમેં આપહિ જાયકે મુક્ત કરત હો શામ. જય.
ચરન કમલમેં શિશ ધરિ સમરતાં ઔર નહીં કછુ કામ. જય.
ગોપાલા ઘનશ્યામ જય જય ગોપાલા ઘનશ્યામ.

પ્રિય વાચક તારામણીના હરણને માટે મનહરલાલને સજા થઈ પરંતુ તારામણી છુટી થવાથી તથા તારામણીના કહેલા શુભ વૃતાંતથી મનહરલાલ વિશે સર્વ કોઈનો સારો મત બંધાયો હતો, કારણ કે જે ઇચ્છાથી તારામણીને પકડી જવામાં આવી હતી, તે હેતુ સવીતાના પ્રમોદથી નિષ્ફળ થઈ મનહરલાલે સહુ માંગ ગ્રહણ કરી બેન તરીકે ગણી વિદાય કરી હતી.

તો પણ મનહરલાલને પુરેપુરી સજા સંપૂર્ણ અખિ:શાર વાપરી કરી હતી, તેમાં કારભારીનો ચોકસ હાથ હતો કારણ કે ન્યાયની ખાતર વગવસીલો સાચવવો તે નીતીમાન પુરૂષોનું કામ હોય નહિ, પરંતુ સારી ચાલના કેદીઓને શુભ પ્રસંગે દરેક રાજ્યમાં છોડી દેવામાં આવે છે, તેથી તેનો ઠરાવ કર્યો, સવીતાની માતુશ્રી સવીતાનું સ્મરણ કરતાં થોડાક વખતમાં મરણ પામી હતી, જેનો હેતુ ચંદ્રશંકર પણ સમજ્યા હતા પરંતુ શોધને માટે મોકલેલાં માણસો કેટલાએક પાછાં જ આવ્યાં, જેથી વધુ માણસો મોકલવામાં આવ્યાં હતા પોતાનો બનાવ મનહરલાલ સ-

વીતાના પિતા ચંદ્રશંકરને કાંઇ અનુમાનીતો ન હતો. કે તેઓ તેને સજામાં નંખાવી હમેશને માટે રાજી થાય. પુન્ય જામાત્રથી વધારેનું આ સંસારમાં કાંઇ નથી પરંતુ ધનસાહ્યની રાહે અદલ ઇનસાફી રાજનીતી પ્રમાણે જે ઠેકાણે સર્વ પ્રજા સરખી ગણવામાં આવતી હોય ત્યાં અન્યાય ન થાય એ સ્વાભાવીક છે, પણ જામાત્ર સજામાં જવાથી તથા સવીતાના ગુમ થવાથી ન્યાયી કારભારીનું શરીર ક્ષીણ થઇ ગયું હતું તેમાં વળી સવીતાની માતુશ્રીના મરણથી તે વધુ જણાઇ આવ્યું. પરંતુ પ્રભુ ઇચ્છા બળવાન છે કંઇક મુદત માં મનહરલાલને છુટવાનો વખત આવ્યો ન્યાયસીંહ ઠાકોર સાહેબને પોતાની બીજી રાણીને કેટલાક વરસથી બિલકુલ પુત્રજ નહોતો. પ્રથમની રાણીને પેટે ત્રણ પુત્ર હતા. જેથી બીજી રાણી પોતાના પેટે પુત્ર નહિ હોવાથી આકોનાશચિંતામાં રહેતી તેને આનંદમાં રાખવા ઠાકોર સાહેબ પોતાથી બનતો પ્રયાસ કરતા બન્ને રાણીઓ એક સગીશી બહેનો પ્રમાણે વર્તતી જેથી પ્રથમની રાણીના પુત્રો બન્ને માતુ વચ્ચે બીલકુલ આંતરભેદ ન રાખતાં એક સરખા માતૃ ભાવથી બનતી સેવા બજાવતા હતા. ઠાકોર સાહેબ પણ ઘણાજ નમ્ર તથા ધર્મીષ્ટ હતા જેથી તેઓ ( બન્ને રાણીઓ ) વચ્ચે ભિન્નભાવ રાખતા નહોતા. કહ્યું છે કે.

## ગીતી.

ક્લેશ નહિ જે ગ્રહમાં, હિત્રે શ્રીહરી કરે વાસ ત્યાંહી;
સંપ થકિ રહે શાણા, નર તે સુખમાં વસવાને સાહી.

પરંતુ ક્લેશ વિમુખ ઘર કોઇકજ દેખવામાં આવે છે જે ઘર ક્લેશથી મુક્ત હોય છે તે ઘરમાં પ્રભુનો વાસો હોય છે અર્થાત તે સ્થળે શ્રીહરી ઇચ્છાથી કોઇ પણ જાતનું સંકટ આવવા પામતુ નથી.

તેમજ જે સ્થળે જે ગ્રહમાં સંપ નથી દરેક માણસો વચ્ચે આંતરભેદ રાખવામાં આવે છે ત્યાં આગળ દેવોનો વાસ હોતો નથી અર્થાત તે ગ્રહ તે સ્થાનક દુઃખમાં ગર

સુખો આનંદથી દિવસ વ્યતીત કરતા હતા. દરેક બેસતા વર્ષના શુભ પ્રસંગે હલકા ગુનેગારોને છોડવામાં આવતા. અને જેઓ ભારે સજામાં હોય તેઓને માટે રાજ્યનો બારી શુભોત્સવ હતો બેસતા વર્ષને દીવસે સ્વારી પ્રથમ ઠાકોરજીના મંદીરમાં જતી ત્યાં તેમની પુજાદી સરવે ક્રિયા થઇ રહેવા પછી દરેક દેવસ્થાનોમાં જતી. અને ત્યાંથી રાજ્ય મંદિરમાં આવી સર્વાનુમતે ગુનેગારોને છોડવામાં આવતા.

સવારનું પ્રહર થયું સુર્યોદય થતાં પહેલાં સર્વજનો નાહિ ધોઇ સ્વચ્છ વસ્ત્રો પહેરી દેવ મંદીરોમાં પુજનાર્થે જતા જોવામાં આવવા લાગ્યા. જે તે સ્થળે માલીનીઓ પુષ્પની છાબો લઇ સુંકન આપતી દ્રષ્ટીએ પડવા લાગી. વૈષ્ણવ મંદીરોમાં સંપુર્ણ ભીડ જોવામાં આવવા લાગી કારણ કે વૈષ્ણવોની સંખ્યા વિશેષ હતી પુર્વ દિશામાંથી સવીતા નારાયણ આજના દિવસના આનંદથી ફુલાતા સુવર્ણમય વાઘો પહેરી બિરાજેલા દિસવા લાગ્યા તેનો પ્રકાશ મંદિરોના આરસનાં પગથીઆંને ચકચકીત કરવા લાગ્યો.

રંગમંગળ ગાતી નાર દર્શન કાજેરે
આનંદે મંદિર માંહ્ય ગરતી આજેરે

સુંદરિઓ નવાં નવાં વસ્ત્રો ધરી આનંદના સમુદ્રમાં પ્રભુનાં ગીતો ગાતી નુપુરના ખણખણાટે માર્ગને શોભાવતી નવરંગ વસ્ત્રોથી સરીરને દિપાવતી નાના પ્રકારના અલંકારોના ઝીણા પણ મધુર અવાજથી કર્ણને આનંદ આપતી. પ્રભુ મંદીરોમાં જતી દ્રષ્ટી ગોચર થવા લાગી. ઘુમટદાર મંદીરોમાં સુકંઠીત સુંદરીઓ. ગરબા ગાવા લાગી.

**રાગ--નટવર વસંતનો**

**નંદ નંદન સુખ કંદન પ્રભુ ભાવે ભજો (૨)**
**ભાવે ભજો શિયળ સ્નેહે સજો—નંદ**
**શિરપર સુંદર શોભતો, મોર મુકુટ સુખકાર**
**મધુર મુરલી મુખપર ધરી. નટવર નંદકુમાર**
**વૃંદાવન વાસ્ત સુખરાશી મજ નિકુંજ**

નિરખે નરનાર સ્વાંગ સારો સજ્યો—નંદ નંદન

**સાખી**

કર્ણુ વિષે કુંડળ રૂડાં પીતંબર પરીધાન
આંટી નાખી ચર્ણુની ઊભા ધારી ધ્યાન
સૌ નિરખો રાધે શામ શ્રી ગોપાળારે
ગોકુળિયાના ઉધ્ધાર મુરલી વાળારે

**સાખી**

મુરતી મનહર પેખતાં કોટી લાજે કામ
જેને પેખી સૌ વદો જય જશ શ્રી ઘનસ્યામ
ઉરમાં આનંદ નરો નારી વધારીને
સ્મરતાં શુભ નામ નીજ કષ્ટને તજો—નંદ નંદન

**રાગ—મારા નાજુક શુકની ભાળ-એ રાહ.**

વ્હાલા ગિરિધારી ગોપીવર ભજીએ ભાવથીરે
કુંજબિહારી કૃષ્ણુ મુરારી નમિયે વ્હાલે વારંવારી
જયકારી હરી નામ સ્મરો નિત્ય વ્હાવથીરે. વ્હાલા
આ સંસાર અસાર ગણીને, કુવૃત્તી નિજ સઘ હણીને;
સદ્‌વૃત્તિને શોભાવો સદ્‌ભાવથીરે. વ્હાલા
જુઠું જગમાં સર્વ સમજવું, અંતે સાથ ન આવે એવું
સાચુ શ્રી હરિ નામ, તરો તે નાવથીરે, વ્હાલા

એવી રીતે કેટલીક સદ્‌ગુણી ભક્તીવંત સ્ત્રીઓ કૃષ્ણુ પરમાત્માનાં ગીતો ઠાકોરજીના મંદીરોમાં ગાતી હતી તેનો મધુર ધ્વની ઘુમટને લીધે અંદર અંદર ઘોળાઇ કર્ણુને બ હુજ આનંદ આપતો હતો. આ સ્થળે ભક્તજનો ગીતો સાંભળવા માટે બિરાજેલા હતા ટાવરના ઘડીયાળમાં નવ-ને ટકોરો થતાં સરવે જનોનું વલણુ તે તરફ ખેંચાયું. સૌ કોઇ અરસ્પરસ શું નવ વાગ્યા શું નવ વાગ્યા એમ પ્રશ્ન કરવા લાગ્યા. સરવે સ્ત્રી પુરૂષો ગાવું વગેરે બંધ કરી જેમ કોઈ રંક લક્ષ્મીની રાહ જોઇ રહયો હોય જેમ કોઇ મિત્ર વિયોગી મિત્રની રાહ જોઇ રહેાા હોય તેમ એ નજરે રાહ જોતાં પુરવ તરફ મુખ કરી ઉભાં તેની

લાઇન એવી ગોઠવાઇ કે જાણે લશ્કરી કવાયત થતી હોય ને. એની માફક દિસવા લાગ્યું. સરવે કોઇના હૃદયમાં આનંદ આનંદ દિસતો હતો. સરવે કોઇ આનંદના પ્રભાવે ઉ ત્સવની વાતો કરતા હતા. એટલામાં પુરવમાંથી વાદ્યોના સુંદર સુરો સંભળાવા લાગ્યા, ઘોડાઓના હણહણાટ કાઠિ આવાડની ઓળખાણ આપવા લાગ્યા હાથીઓની પગે અં બાડીએ બાંધેલા ઘુઘરાઓનો અવાજ પ્રેક્ષકોના કર્ણને આ નંદ આપવા લાગ્યો તેની સાથે હાથી ઘોડાઓના પગની ગરજના થવા લાગી. પ્રથમ ઠાકોર સાહેબનો હસ્તી સુવર્ણ મય રત્ન જડિત અંબાડીવાળો દેખાયો તેના ઉપર માથે દ ક્ષિણી પાઘડી નાખેલા તથા ઠાકોર સાહેબ બંન્ને જણ દીસવા લાગ્યા.

પ્રિય વાચકો દક્ષીણી પાઘડી તથા સફેદ વસ્ત્રવાળા ચંદ્રશંકર કારભારી અને ન્યાયસીંહજી બંન્ને એકજ હસ્તી ઉપર બીરાજેલા છે એમ પ્રેક્ષકો માંહે માંહે કહેવા લાગ્યા. સ્વારી દેખતા પ્રેક્ષકોની લાઇન ઉત્તર દક્ષીણ થઇ ગઇ. નટવરલાલ વકીલ છોટાલાલ માસ્તર તથા માજીસ્ટ્રેટ વગેરે એક સાદા હસ્તી ઉપર બિરાજેલા હતા તેઓ પણ ઓળ ખાયા પણ ચોથો પુરૂષ કોણ છે તે વિષે સરવે જનમંડળ વિચાર કરવા લાગ્યું. એટલામાં એક જમાદાર જેનું નામ [illegible] હતું તેમણે ખુલાસો કરયો. એક હાથી ખાલી હતો તે ઉપર મોટું પાટીયું હાથમાં લઇ ન્યાયસીંહ જમા દારના કાકા ( ન્યાયસીંહજીના વેવાઇ ) બિરાજેલા હતા. સરવે કોઇની નજર રંગત પાટીયા ઉપર જવા લાગી જેમાં એ પ્રમાણે લખેલું હતું " દિપોત્સવીને દિવસે મહારાજાને ચોથા પુત્રનો જન્મ તેના ઉત્સવ નીમીતે મનહરલાલનો છુટકારો " મનહરલાલનો છુટકારો એ શબ્દ સાંભળી અર સ્પરસ દરેક માણસો માંહો માંહે પુછવા લાગ્યા મનહરલા લ તે કારભારી સાહેબના જમાઇ જેઓને કેટલીક મુદત પર જન્મ સજા કરવામાં આવી હતી આ પ્રમાણે વદી

ઠાકોર સાહેબ તથા ચંદ્રશંકર કારભારીનાં ન્યાયને માટે વખાણ કરવા લાગ્યા પ્રજા જનોમાં સતી સવીતાના પતીનો છુટકારો થવાથી આનંદ આનંદ છવાઇ રહયો. થોડીક વારમાં સ્વારી હસ્તી, ઘોડા, ઉંટ, પ્યાદલ જનાનાની પાલખીઓ વગેરે સહીત ઠાકોર મંદીરમાં દર્શનાર્થે ઠાકોર દ્વાર આગળ અટકી તે સ્થળે શ્યામશંકર પોતાનાં માણસો સાથે કારભારીની પુત્રી તથા બંધીવાન વિજયને લઇ ઠાકોર સાહેબને સલામ કરતો ઉભો તેઓ સાથે સરકારથી તથા કારભારીનાં માણસો પણ આવી પહોંચ્યાં તેઓએ ગાડીવાન ( જે વિજય તથા સવીતાને તકરાર કરતાં મુકયાં હતાં ને નાસી ગયો હતો તે ) ને પકડી આણ્યો હતો

સવીતાને દેખતાં ચંદ્રશંકરની આંખમાં આંસુઓ આવી ગયાં. અને બન્ને ભેટી પડયાં. આ બનાવથી સવીતા પણ રડવા લાગી તેને લીધે ઠાકોર વગેરેની આંખમાં પણ આંસુ આવી ગયાં. મનહરલાલ જે બીજા હસ્તી ઉપર બેઠેલ હતો તે નીચે ઉતરી ઠાકોર સાહેબને નમન કરી શ્વસુર ચંદ્રશંકરને નમી પડ્યો. પોતાની અજાણતાને માટે માફી માગવા લાગ્યો. સઘળા જન મંડળમાં નવીન બાબત ચર્ચાવા લાગી તે ચર્ચા વિજયને જોઇને હતી સર્વે કોઇ વિજયને ધિક્કારની નજરથી જોતાં હતાં. સ્વારીનો વખત થઇ જતો હોવાથી વિજયને બંધીખાનામાં મોકલી દીધો. આગળની ગાડી પકડી હતી તેના ગાડીવાનને સજામાં નાંખ્યો હતો અને ગાડી હરરાજ કરી દીધી હતી, અંદરનો માલ સરકારમાં મનહરલાલના નામથી અનામત હતો બીજા ગાડીવાનને સવીતાના કહેવાથી નિર્દોષ ગણી છોડી મુકયો. શામશંકરને મનહરલાલ જોઇ શરમાઇ ગયો પોતાને માટે ખરા મીત્રને વેઠવું પડયું તેને માટે માફી માગી પસ્તાવા લાગ્યો, ધન્ય છે ખરા મિત્ર ધન્ય છે તારી સાચી મિત્રતા મને બચાવી સારે રસ્તે ચઢાવા મહેનત કરવા છતાં મેં માન્યું નહિ, મને ધિક્કાર છે, હે મિત્ર

હું શું મોઢું બતાવું છું. અને તું મને શા માટે છોડી દેતો નથી. મેં દુષ્ટ વિજય ઉપર વિશ્વાસ રાખ્યો તેનું ફળ મેં ભોગવ્યું, પરંતુ ભગવત કૃપાથી મુક્ત થયો, વળી દુષ્ટ મિત્રની મિત્રતાનું ફળ મારે પોતાને ભોગવવું પડ્યું એટલું જ નહિ પણ તમારે પણ ભોગવવું પડ્યું, મને પાપીને હજાર વખત ધિક્કાર છે, (સવીતા પ્રત્યે) હે સદ્ગુણી પત્ની તમોએ મારે માટે ઘણીજ કાળજી કરી અતુલીત સહન વેઠ્યું છે, હું ભક્ત સ્ત્રી તમોને મેં ભક્તી ન કરવા દેતાં તિરસ્કાર કીધો હતો તો પણ તમોએ સત્ય ફરજ બજાવી મને નિતી મારગે દોરયો છે, તેને માટે શ્રીહરી તમોને તમામ શુભ કર્તવ્યને માટે સહાયભુત થઇ મને શિક્ષા કરશે. કારણ હું અપરાધી છું. આ દુનિયામાં મારા જેવા અધમો થોડાજ હશે કે જેઓ ભક્તીથી વિમુખ હોઇ દુષ્ટ મિત્રોના પ્રસંગથી સદ્ મિત્રતા તથા સત્ય પત્ની પ્રેમનું રહસ્ય ન સમજી શકે મારો અપરાધ ક્ષમા કરો હું કલંકીછું હું પાપીછું હું તમારી આગળ અપરાધીછું. હું મારૂં કર્તવ્ય શું છે તે સમજી શક્યો નથી, મેં પાપીએ પરમકૃપાળુ પરમેશ્વરની ભક્તીના માર્ગને પિછાણ્યો નથી. મે તેઓની પ્રાપ્તીને માટે કંઇ પણ પ્રયાસ વા સહકાર્ય કર્યું નથી. હે પ્રભૂ હે જગતનિયંતા હે ભક્ત વત્સલ મને સહાય આપો કે જેથી મારી મતી શુધ્ધ થઇ હું તમારી ભકતી કરવા સદ્માર્ગે દોરાઉં. વહાલી પવીત્ર પત્ની તમોએ મને અતુલીત પ્રયાસ વેઠી કષ્ટક સદ્માર્ગે દોર્યો છે તેનો બદલો હું તમોને કોઇપણ રીતે આપી શકું તેમ નથી.

**સવીતા**—વહાલા એ સૌ આપણને બચાવનાર આપણને સંકટ મુક્ત કરનાર શ્રી હરીનો પ્રતાપ છે. એમાં મેં રંક દાસીએ કશું કર્યું નથી. અખીલ જગતનો સહાયક શ્રી હરી છે. અને તેનાજ પ્રતાપે આપણે સદ્કાર્ય કરી શકીશું.

આ પ્રમાણે વાતચીત થઇ રહેવા પછી સવીતા પોતા

ના પિતાશ્રીને નમન કરી શામશંકરને ઓળખાવવા લાગી

**ચંદ્રશંકર**—બેન સવીતા શું તેમણેજ તમોને બચાવ્યાં છે શું તેમણેજ તમને દુષ્ટ વિજયના પાપી ફાંસાઓમાંથી મુક્ત કર્યા છે

**સવીતા**—પિતાજી તેઓની અથાગ મહેનતનો બદલો હું કોઈ રીતે વાળી શકું તેમ નથી દુષ્ટ વિજયની મિત્રતા કરતી વખત તેઓએ ચોકકસ ના કહી હતી પરંતુ કર્મના અંતરાયથી તેઓ ( મનહરલાલ ) પાપી મિત્રનું કૂડું કર્તવ્ય જાણી શક્યા નહોતા. છેવટે શામશંકરની સહાયથીજ હું તમોને મળી શકી છું.

**મનહરલાલ**—તેમના ઉપકારને માટે હું મારી સઘળી મીલકતમાં શામશંકરને ભાઈ ગણી ભાગીદાર કરૂં છું. અને દુરઓધા પાસેથી મળેલા પૈસા તે તેમનેજ બક્ષીસ કરૂં છું.

**ચંદ્રશંકર**—શામશંકર તમે બંન્ને મિત્ર નહિં પણ સગા ભાઈ થઈ. મારી મિલ્કતનો ઉપભોગ પણ તમેજ કરો મારો પુત્ર પાર્વતીશંકર વકીલની પરીક્ષામાં પસાર થઈ કેટલી મુદતથી ગયેલ હતો તે આજે આવ્યો છે જેની સાથે તમો મિત્રતા કરી. તેને સદબોધ આપી સુધારો અને તેની સાથે હમેશને માટે સગા ભાઈ સમાન હેતની સાચવી શ્રી હરી ભકતીમાં ઉત્સાહથી [illegible] દિવસ વ્યતીત કરો.

**શામશંકર**—વાહ મેરી આપ વડીલની. મહેરજી આપની પ્રેમી લાગણીના શબ્દો હું માથે ચઢાવું છું. પરંતુ હું એટલા બધા ઉપકારને લાયક નથી એમાં મેં કંઈ કાંઈજ કર્યું નથી એ સઘળો જગત પિતાશ્રી હરીનોજ પ્રતાપ છે. મેં મારી ફરજ બજાવી છે તેમાં કાંઈ વધુ કર્યું નથી. મનુષ્યે મિત્રતાની ફરજ તરીકે એક બીજાને મદદ કરવી તે પોતાનો ધર્મ છે. એમાં ઉપકાર જેવું કાંઈ હોયજ નહિ.

ત્યારબાદ ન્યાયશીલજી ઠાકોર સાહેબે શામશંકરને એ
લાખી સેલા પાઘડીનો સરપાવ કીધો અને ત્યાંની દેવ મં-
દીરમાં શ્રી ઠાકોરજીનાં દર્શન કરી ઉત્સાહ સાથે રાજ્ય મં-
દીરમાં આવ્યા. ત્યાં આગળ સરવે ભાટ બ્રાહ્મણ ચારણો વ
ગેરેને દાન કરવામાં આવ્યાં સરવે કચેરી મંડળ દરબારમાં
પાન સોપારી માટે બેઠું. શુભોત્સવ માટે કેદીઓને છોડવા
માટે બોલાવવામાં આવ્યા તેમાં પહેલો ગાટીવન તથા વિ
જય પણ આવી રજુ થયા કારભારી સાહેબ વિના સરવે
મંડળનો અભીપ્રાય લીધો. તેમાં વિજયને છોડવાનો અભિ
પ્રાય જન મંડળના દરેકે દરેક મનુષ્યોએ ન આપ્યો. પરં
તુ કારભારી ચંદ્રશંકરે સવીતાનો અભીપ્રાય માગ્યો. સવી-
તા જનાનખાનામાં ( રાણી વાસમાં ) રાણીઓ જોડે હતી
તેણે પત્રદ્વારા ઉત્તર આપ્યો.

**શ્રી હરી.**

પૂજ્ય પિતાશ્રી તથા પિતાશ્રી તુલ્ય શ્રી ઠાકોર સાહેબ
વિજયને છોડવા સંબંધી મારો અજ્ઞાનનો અભીપ્રાય આપે
માગ્યો તે માન્ય કરૂં છું. પરંતુ આપની દીર્ઘ બુદ્ધિ આ
ગળ હું પામર છું તોપણ મારી અલ્પમતી અનુસારે જવા
બ પત્ર દ્વારા આપું છું.

પિતાશ્રી સત્યનોજ જય છે. પાપીઓ પોતાની મેળેજ
બળી મરે છે. આપણે શું "કરશે તે ભરશે" પાપ કર્મના
ભોગીને પોતાનેજ પરમ પિતા પાસે જવાબ દેવાનો છે. તે
માં આપણને કશું નથી કર્માનુસાર મનુષ્યને સુખ દુઃખ
વેઠવું પડે છે. તેમ આપણે પણ વેઠયું છે. એમાં કોઇનો
દોષ નથી પાપીઓ નિચ વૃત્તિમાં દોરાઇ બીજાનું અનીષ્ટ
કરી સ્વાર્થ સાધવા મથાય પણ જગતનિયંતાનું તે કંઇ
અજાણ્યું નથી પાપી "ખોદે તે પડે" તે પ્રમાણે પોતેજ
તેમાં પડી મરણ પામે છે. એ સૌ શ્રી હરીનીજ પ્રેરણાથી
બને છે મનુષ્ય પ્રાણીએ વસ્તુતઃ જોતાં માત્ર કર્મનો અધી
કારી છે, તે પોતાની મેળે સારૂં નરસું કરવા મથાય છે. પ

રેતુ પરમાત્મા ભક્ત વત્સલ જગત પિતા તેને કર્માનુસાર ગતી આપે છે. માટે આજના શુભ પ્રસંગે આપણે માટે કોઇપણ દુઃખી ન થતાં સુખી થાય તેમ ઇચ્છવું એજ મને તો ઉચીત લાગે છે. મારો અભીપ્રાય મને લાગે છે કે ઠાકોર સાહેબને યોગ્ય નહિં લાગે પરંતુ આ શુભ પ્રસંગે કુંવરશ્રીના જન્મોત્સવ નિમિતે દરેક ગુન્હેગારને છોડી મુકી તેઓના આશીરવાદરૂપ થઇ પડવું તેજ શ્રેષ્ઠ છે. બાકી આ પણ શું. બોજને ઉપાડનારને પોતાનેજ વજન લાગવાનું છે આપતો ન્યાયી રાજપીતા છો આપના પુત્રો ચિરંજીવ રહો અને પાપીઓનો પરાજય થાઓ. તથાસ્તુ

લી૦

**આપની અજ્ઞાન પુત્રી સવીતાનાં**

**જય શ્રી હરી.**

કચેરી મંડળમાં પત્ર વંચાયો અને સર્વાનુમતે જય શ્રીહરીના જય બોલાવી સરવે કેદી માત્રને છોડી દેવામાં આવ્યા તેઓ સૌ સવીતા સતીનો જય બોલતા પોતાનાં કુટુંબને મળવાના ઉત્સાહથી ગ્રહ ભણી વિદાય થયા.

આજનો દીવસ બેસતા વર્ષનો તથા કુંવરશ્રીનો જન્મ અને તેની સાથે સવીતા અને મનહરલાલ વગેરેનું દુઃખ મુક્ત થવું. વગેરે ઉત્સાહ નિમિત્તે કારભારી ચંદ્રશંકર ભક્તરાજ તથા બીજું કચેરી મંડળ રાજ્યના પરોણા તરીકે આજની રાત્રી અહીંજ વ્યતીત કરવી અને ભક્તરાજ પાસે શ્રીહરી કિર્તન કરાવવું. એ પ્રમાણે ઠાકોરશ્રી ન્યાયસિંહજીએ ઠરાવ કર્યો અને તે ઠરાવને જાદવલાલભાઇએ બહાલી આપી આ વખતે લક્ષ્મીગૌરી, તારામણી, વગેરેને પણ આમંત્રણ થવાથી પધારેલાં હતાં, જેથી સવીતા સાથે સરવે સ્નેહીપણીઓનો મેળાપ થયો. રાત્રીએ હરી કિર્તન ચંદ્રશંકર ભક્તરાજે કર્યા બાદ સરવે પધારેલાં સ્ત્રી પુરૂષો એ ભક્તરાજનું કહેલું ઉત્તમ કિર્તન ગાવા માંડ્યું.

## શ્રીહરી કિર્તન.

રાગ સ્નેહે શ્રીહરી તણું એ શાહ.

સકળ સૃષ્ટીના પતી, તમને કર જોડી કીજે પ્રણામ. સકળ.
પાપી અમો અજ્ઞાન ભરેલાં, નવ જાણી શકયાં શુભ નામ. સકળ.
દોષ વિદારો ભવ દુઃખ હારો. છો હરિ સેવકના સુખધામ. સ.
નિત્ય નિયમનો ત્યાગ કરીને, ધારી દુષ્કૃતમાં ઘીસ હામ. સ.
નાશમયી ભવ સુખ ગણ્યું સાચું, ભૂલ્યાં સાચું પ્રભૂ તમ નામ સ.
એ અમ દોષો વિદારી કૃપાળુ, આપો સુમતી હવે ઘનશ્યામ. સ.
જે થકિ આપ શરણમાં રહિને, કીજે ભક્તી તમારી તમામ. સ.
ગુણવંત ગોવિંદ અમારી, અર્જ ઉરમાં ધરો કૃષ્ણ શ્યામ. સકળ.

એ પ્રમાણે હરિ કિર્તનમાં રાત્રી વ્યતીત કર્યા પછી સવારના પ્રહરમાં સરવે હરીજન મંડળ પ્રભુ સ્મરણ કરતુ સહુ સૌના ઘર તરફ ન્યાયસિંહજીને જય શ્રીહરી કહી વિદાય થયું.

સતી સવીતા પોતાના પિતાશ્રી સાથે પોતાને આશ્રમે ગઇ. અને પોતાના ભ્રાત તુલ્ય શામશંકરની સાથે અત્યંત ઉલ્લાસમાં રહિ, પોતાના પતી મનહરલાલ સાથે સ્વર્ગમાં પરમ કૃપાળુ જગત પિતાની ભક્તી કરી બાકીના દિવસો પુરા કરવા માટે કેવળ શુદ્ધ બુદ્ધિથી રહેવા શ્રીહરી જગત નિવાસા કૃષ્ણ પરમાત્માનું કિર્તન કરવા લાગ્યાં. ॥ તથાસ્તુ.

અચ્યુતં કેશવં રામ નારાયણં
કૃષ્ણ દામોદરં વાસુદેવં હરે
શ્રીધરં માધવં ગોપિકા વલ્લભં
જાનકી નાયકં શ્રીરામચંદ્રં ભજેત.
સીયાવર રામચંદ્રકી જય.

રામ ઝરૂખે બેઠકે સબકા મુજરા લેત;
જેસી જીનકી ચાકરી વયસા ઉનકો દેત.
અવધપતિ રામચંદ્રકી જય.

**સમાપ્ત.**